

# સંપાદકનું નિવેદન

આ સંસ્થા તરફના મહાભારતના સાત ભાગ પૈકી આ છઠ્ઠો ભાગ છે. આમાં અઢાર પર્વો-માંના બારમા 'શાન્તિપર્વ'નો સમાવેશ છે.

"ભારતવર્ષમાં મહાભારતના નામથી અપરિચિત કોઈકજ હિંદુ હશે. તે રચાયું ત્યારથી માંડીને અદ્યાપિ સુધી હિંદુજાતિમાં જે જે સંસ્કૃત ગ્રંથો અતિ આકર્ષક, માર્ગદર્શક અને ઉપકારક ગણાતા આવ્યા છે, તેમાં મહાભારત પણ સદા પ્રથમ શ્રેણીમાંજ રહ્યું છે અને રહેશે."†

"મહાભારતરૂપી જે મહાસાગરના એક સ્વલ્પ અંશરૂપ 'શ્રીમદ્ભગવદ્ગીતા' જગતભરના વિદ્વાનોને પોતાના અલૌકિક જ્ઞાનગૌરવથી ચકિત કરી રહી છે; ગીતા ઉપરાંત બીજાં ચાર રત્ન વિષ્ણુ-સહસ્રનામ, ભીષ્મસ્તવરાજ, અનુસ્મૃતિ અને ગજેન્દ્રમોક્ષ (જેનું એકત્ર નામ 'પંચરત્ન' છે), તે રત્નો પણ એજ મહાસાગરમાંથી પ્રાપ્ત કરાયેલાં હોઇ નિત્યપ્રતિ લક્ષાવધિ અધિકારીજનોનાં હૃદયને જ્ઞાનભક્તિના અનુપમ પ્રકાશથી અજવાળી રહ્યાં છે; જે મહોદધિનોજ એક મહત્ત્વનો ખંડ આ "શાંતિપર્વ" હોઇને તેમાંનું પ્રશાન્ત ધર્મવારિ, તેમાં નિમજ્જન કરનારાં હજારો ધર્મજિજ્ઞાસુ હૃદયોને શાન્ત, પવિત્ર અને પદાર્થચતુષ્ટય( ધર્મ, અર્થ, કામ અને મોક્ષ )ને પાત્ર બનાવતું આવ્યું છે; જે મહાન ગ્રંથ સહસ્રો વર્ષથી આર્ય નૃપતિઓની પરંપરાને રાજધર્મ અને વીરત્વના અનુપમ આદર્શ દર્શાવતો આવ્યો છે; જે મહાન ગ્રંથે શતાવાધ નૃપતિઓને અને લક્ષાવધિ ક્ષત્રિયોને પ્રભાવિત કરી, તે તે હિતકારી ધર્મપંથે પળાવ્યા છે; જે મહાગ્રંથના શિક્ષણે અતિ વિકટ સમયે પણ પ્રતાપ, ગુરુ ગોવિંદ અને શિવાજી જેવા મહાવીરોને આર્યધર્મની રક્ષા માટે અપૂર્વ ચેતના અને અદ્ભુત પરાક્રમ આપી અપાર બળશાળી શત્રુદળો સામે અડગ ભાવે ઉભા રાખ્યા છે; જે મહાન ગ્રંથની જ્વલંત પ્રેરણાઓથી પ્રેરાઇને લક્ષાવધિ ક્ષાત્રકુળદીપક વીરાત્માઓએ આ નશ્વર જગત-પ્રત્યેનાં મોહમમતા છોડી દીધાં, અને પોતાનાં પ્રચંડ શરીરોને પ્રફુલ્લવદને સ્વધર્મપાલનના મહા-યજ્ઞમાં તૃણની પેઠે હોમી દઈ અત્યંત દિવ્ય એવી વીરગતિને પ્રાપ્ત કરી છે; જે મહાન ગ્રંથ ભારત-વર્ષની વર્તમાન દીનહીન દશામાં પણ વિદ્વાનથી માંડી ખેડુત અને રાજાથી માંડી રંકપર્યંતનાં કોટયવધિ સંતાનોને આર્યોની પ્રાચીન જાહોજલાલીનું સ્મરણ આપતો થકો એક મણિખચિત સ્મારક-સ્તંભરૂપે ભારતવાસીઓને 'उत्तिष्ठत जाग्रत,प्राप्य वरान्निबोधत' ઇત્યાદિ અનેકવિધ महामंत्रो અનેક-મુખે સુણાવી રહ્યો છે; અને જે મહાન ગ્રંથ દેવર્ષિ,બ્રહ્મર્ષિ,રાજર્ષિ અને ચારે વર્ણાશ્રમના અનેકાનેક મહાત્માઓનાં ચરિત્રોરૂપી મહામણિઓથી સુશોભિત હોવા ઉપરાંત તેમના વ્યવહારપરમાર્થને લગતા અનેકાનેક પ્રોત્સાહક અનુભવોથી અને ઉન્નતિપ્રદ શિક્ષણોથી ભરપૂર છે; આવો આ આર્યોનાં આદર્શભૂત જ્ઞાનચારિત્ર્યના સંગ્રહથી શોભી રહેલો મહાસાગરસમો મહાભારત ગ્રંથ, તે પોતાના સમગ્ર સ્વરૂપમાં અને ભારતની પ્રત્યેક ભાષામાં પ્રચલિત થઇ પ્રત્યેક હિંદુ–આર્યગૃહને સુશોભિત અને ઉન્નતિ-પરાયણ કરે અને તેટલા સારૂ તે બને તેટલા સ્વલ્પ મૂલ્યે બહાર પડે, એવું કોણ નહિ ઇચ્છે?"†

એવા મહામહિમાવંતા મહાભારતના એક અગત્યના ખંડરૂપ આ 'શાંતિપર્વ' હોઇને તેમાં રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મના પેટામાં ચારે વર્ણ અને ચારે આશ્રમના સામાન્ય ધર્મ, વિશેષ ધર્મ, મુખ્ય ધર્મ, ગૌણ ધર્મ ઇત્યાદિ અનેક સ્થળે, અનેક રીતે અને વિસ્તારપૂર્વક

† † અત્ર તરફથી આજથી તેર વર્ષપર–સં. ૧૯૭૦માં–નીકળેલા શાંતિપર્વના નિવેદનમાંથીજ આ બંને પેરા સહજ ફેરફાર સાથે લીધા છે.

સમજાવેલું છે. મહાભારતના સમયની તેમજ પ્રાચીન સમયની અનેકાનેક હકીકતો, ચર્ચાઓ, કથાઓ, અનુભવો, સંવાદો અને વર્ણનો વગેરે એમાં એવી સુંદર અને અસરકારક રીતે અપાયાં છે કે જેથી કરીને ધર્મજિજ્ઞાસુઓ માટે તો આ એકલા શાંતિપર્વને પણ ધર્મરૂપી અમૃતનો સાગર કહી શકાય. આવા ધર્મસિંધુમાં જે કોઇ જ્ઞાનચારિત્ર્યની ઇચ્છાપૂર્વક ડૂબકી મારી જાણે, તેને તો તેના તળીઆમાં એવાં એવાં દિવ્ય અને મનોહર રત્નો જણાઇ આવે, કે જેને આન્તરબાહ્ય પ્રદેશમાં—અર્થાત્ આચારવિચારમાં–ધારણ કરવાથી પછી આ અસાર સંસારસમુદ્રમાં ડૂબી નહિ જવાતાં સુખપૂર્વક તર્યા કરાય; ભ્રાન્તિરૂપી ભૂતપિશાચો વિષયરૂપી વિષ પાયા કરી ખારા જળ પેરે તેની તૃષ્ણા વધાર્યે જતાં હતાં, તેને બદલે સત્યસુખદાયક અને જ્ઞાનચારિત્ર્યવર્ધક ધર્મામૃતનાજ ઘુંટડા પીવાતા ચાલે; અને તેના પરિણામે સાધનચતુષ્ટયરૂપી દિવ્ય સંપત્તિસંપન્ન કોઈ અતિ દયાળુ નાવિક પણ જરૂર શોધાય અને જડી જાય; કે જેની સહાયથી આ અસાર સંસારરૂપી મહાસાગરને કિનારે ઝટ પહોંચી જવાઈ જીવતાંજીવતજ તે સચ્ચિદાનંદ પરમાત્માને પમાય, અને ‘ હરિ કરતાં હરિજન વધે ’ એવા જીવનમુક્ત બની શકાય.

ધર્મજિજ્ઞાસુઓ માટે ‘શાંતિપર્વ’ આવું ઉપકારક હોવાથી પ્રથમ તો માત્ર એ એકજ પર્વ પ્રસિદ્ધ કરવા વિચાર ઉપજ્યો હતો. આથી અમદાવાદમાં અગાઉ સદ્ગત શ્રીમાન ભાઇશંકર સોલીસીટરની સહાયથી મહાભારતના પેટામાં શાંતિપર્વની જે ત્રણ આવૃત્તિઓ નીકળેલી; અને જેનું ભાષાંતર સાક્ષરવર્ય શ્રી છોટાલાલ નિર્ભયરામના હાથથી તૈયાર થયેલું હોઇ તત્રપ્રકાશિત મહાભારતનાં અન્ય પર્વો કરતાં ચઢીઆતું જણાયેલું, તેને માટે ઘટતી પરવાનગી લેવામાં આવી હતી; તથા પુષ્કળ સંશોધનાદિ કરાવીને અત્ર તરફથી તેની ચોથી આવૃત્તિ (સં. ૧૯૭૦માં) પ્રસિદ્ધ કરાઇ હતી.

પરંતુ એ પછી શાંતિપર્વની એ આવૃત્તિ ખલાસ થાય તે પહેલાંજ મહાભારતનું નવું અને વધારે સારૂં ભાષાંતર તૈયાર કરાવવાનો સુયોગ મળી આવ્યો; અને તેને અંગે શાંતિપર્વનું ભાષાંતર પણ વધારે સારૂં તૈયાર થવાની આશા બંધાઈ; અને તેથી એ આવૃત્તિ ખૂટ્યા પછી પણ તે નવુંજ ભાષાંતર છપાવવાની વલણ રહ્યા કરી.

આવી રીતે આ બાબતમાં પ્રથમ તો જનવર્ગના કિસ્મતે કંઇક જોર કરેલું જણાયું; પરંતુ પાછળથી એમાં પણ તત્કાળ માટે તો ‘ **दरिद्राणां मनोरथाः** ’ અથવા ‘અકર્મીના પડિયા કાણા’ એવુંજ જણાયું. પેલો દેવ જેવો બ્રાહ્મણપુત્ર (શાસ્ત્રીજી કરુણાશંકર ભાનુશંકર) કે જે ‘મહેનતમાં કાંઇ કસર ન કરે, (અને તે છતાં પણ) બદલાની આશા નવ ધરે’ એવો દૈવી પ્રકૃતિવાળો હોઇને પૂર્ણ ઉત્સાહથી ભાષાંતરકાર્ય ચલવ્યે જતો હતો; તે અર્ધું પણ તૈયાર કરવા પામે તે પહેલાંજ નશ્વર દેહ તજી કૈલાસવાસી થયો! પરમાત્મા તેના પુણ્યાત્માને અધિકાધિક ઉન્નતિ અર્પી સચ્ચિદાનંદપદે સ્થાપે, એવી પ્રભુપ્રાર્થના સાથે પ્રત્યેક વાંચનારને પણ વિનતિ છે કે તેઓ પણ એ પ્રાર્થનામાં સામિલ થાય.×

---

× આ પ્રમાણે એ શાસ્ત્રીજી સદ્ગત થયા અને શાંતિપર્વની માગણી તો જારીજ હતી, એટલે પાછું તેનું તેજ ભાષાંતર પુનઃ પ્રસિદ્ધ કરવાના વિચારો આવેલા; પરંતુ એવામાં ઈશ્વરકૃપાથી આજેહુળ એજ ભાષાંતર (પાંચમી આવૃત્તિરૂપે) એક પ્રકાશકદ્વારા પ્રસિદ્ધ થયેલું જણાયું હતું.

જો કે એ આવૃત્તિ તેમણે નાના અક્ષરમાં અને રૂા. સાડાઅગીઆરની કિંમતે કાઢી હતી; અને જે ભાષાંતર ઉપર જણાવ્યું તેમ આ સંસ્થાએ સદ્ગત ભાઈશંકર મહોદયની લેખિત પરવાનગી લઇને તથા ખર્ચપૂર્વક સંશોધન કરાવીને (ચોથી આવૃત્તિરૂપે) છપાવેલું, તેજ ભાષાંતર આ સંસ્થાને પૂછ્યાવિના અક્ષરશઃ છપાવી દીધું હતું; તથા અત્ર તરફની એ (ચોથી) આવૃત્તિના મુખપૃષ્ઠમાં સંશોધકતરીકે શાસ્ત્રી નરહરિ શર્માનું નામ અપાયેલું તે, તેમજ નિવેદનમાં જરૂરી હકીકત અપાયેલી, તેમાંનું પણ કશુંજ નહિ લેતાં તેમણે ઉલટું એવાજ ભાવનું છાપી મારેલું કે, એ પુસ્તકના સર્વ હક્ક તેમને સ્વાધીન છે! માની લઇએ કે સ્વ૦ ભાઈશંકર મહોદયે આ સંસ્થા ઉપરાંત તેમને પણ પરવાનગી આપી હોય; પરંતુ તેઓ સ્વપ્રકાશિત ત્રીજી આવૃત્તિને બદલે આ સંસ્થાએ ખાસ ખર્ચ અને સંશોધનાદિપૂર્વક જે ચોથી આવૃત્તિ છપાવેલી તે મુજબ છાપવાની પરવાનગી આ સંસ્થાની જાણ બહાર આપી દે એવા ભોળા તો હતાજ નહિ.

આવી વિલક્ષણ નીતિપૂર્વક એ આવૃત્તિ એ બંધુએ પ્રસિદ્ધ કર્યા પછી વળી એકવાર કોણ જાણે કેવી સમજણથી એક પત્ર પણ એવા ભાવનો મોકલેલો કે, એ પુસ્તક આ સંસ્થાએ છપાવવું નહિ!

અસ્તુ. એવું તેવું થવા છતાં પણ આ સેવકને ન તો મેળવેલી પરવાનગી બાતલ ગયેલી લાગી, કે ન તો

આમ થવાથી પછી સામાન્ય દૃષ્ટિથી તો આ સેવકે અન્ય સારા અનુવાદકની શોધ કરવીજ જોઇતી હતી; પરંતુ એ દૃષ્ટિથી શોધવા–સાધવા જેવા અન્ય પણ પ્રસંગોએ એવું તેવું બની શકેલું નહિ, તેમ આ પ્રસંગે પણ નજ બની શક્યું. એક તો અન્ય સદ્ગ્રંથોના અને પુનરાવૃત્તિઓના તૈયાર સંયોગોને સેવવા આડે વખત મળે નહિ; અને બીજી તરફ શ્રદ્ધામૈયા પણ એવુંજ કહ્યા કરે કે:–'ગાંડા, પાછો પેલી વાત અને પ્રભુની કબુલાત ભૂલી ગયો! ડાહ્યો થઇને મહત્ત્વના સંયોગ માટે તો નિર્ણય અને પ્રયત્ન, બધું તે સર્વપ્રેરક સર્વેશ્વરનેજ સોંપતો રહે; અને તું તો તેના તરફથી જે કાંઇ સાધન–સંયોગ આપોઆપ પ્રેરાઇ આવે તેનેજ રૂડે પ્રકારે પહોંચી વળાય તેમ કર, એટલે એવા થોડા કાર્યને પણ તે ભક્તવત્સલ ભગવાન હજારેગણું માની લેશે.' આથી આ સેવકથી પણ મહાભારત જેવા મહાન ગ્રંથના અનુવાદન માટે કોઇ કોઇ સજ્જનો આપોઆપ આવી મળે, તેમને–તેમનું નમુના દાખલ કાર્ય કાંઇપણ ઉતરતા જેવું જણાતાં–નાજ કહી દેવાતી. જેવું પણ મળી આવે તેવું ચલાવી લેવું હોત, તો તો સદ્ગત ભાઇશંકર નાનાભાઇ બધા ભાષાંતરની રજા આપવાને તૈયાર હતા; અને વર્તમાન પેટાયુગ માટે એ ભાષાંતર છેક સામાન્ય હોવા છતાં પણ તે કિંમતમાં તો ગુજરાતી પ્રેસની તે સમયની કિંમત (રૂ. ૨૫–૩૦) કરતાં અર્ધીજ કિંમતે અપાય તેમ હતું; એટલે તે પણ ખપી તો જાતજ.+ પરંતુ સસ્તાની સાથે સારૂં હોવાની સમજણ પણ પાયામાંજ પડી ચૂકેલી, એટલે સારા અનુવાદક મળી આવતાં સુધી બીજાં પર્વો ભેગું શાંતિપર્વનું ભાષાંતર પણ અનેક વર્ષસુધી અદ્ધરજ રહ્યું. એ પછી ઇશ્વિરકૃપાથી આજથી ત્રણેક વર્ષપર જ્યારે બીજો એક સંસ્કૃતજ્ઞ બ્રાહ્મણપુત્ર ( શાસ્ત્રી ગિરિજાશંકર મયાશંકર ) લગભગ કૈલાસવાસી શાસ્ત્રીજીના જેવીજ યોગ્યતા અને કાળજીવાળો આવી મળ્યો, ત્યારેજ એ મહાભારતના બાકી રહેલા કાર્યભેગું શાંતિપર્વનું પણ ભાષાંતર આવા રૂપે તૈયાર થવા પામ્યું અને આજે આ ગ્રંથરૂપે બહાર પડ્યું.

હવે મહાભારતના સાત ગ્રંથો સાથે આ શાન્તિપર્વની પ્રતો છપાવા ઉપરાંત વધારે પ્રતો પણ છપાઇ છે; એટલે એકલો એ ભાગ લેનારાની જાણ માટે અહીં પણ જણાવવાનું કે:–

મહાભારતના એકંદર કદના શુમારે પાંચમા ભાગ જેટલું આ પુસ્તક હોવા છતાં તેનું મૂલ્ય રૂ. ૩૬)ને ફાળે સાત રૂપિયા નહિ રખાતાં, માત્ર પાંચજ રૂપિયા શાથી રખાયું? હકીકત એવી છે કે,–ભાષાંતર, નવાં ચિત્ર, કંપોઝ, શોધન વગેરેનો ખાસ ખર્ચ મહાભારતના આખા સૅટ ઉપર ચઢી ચૂકેલો હોવાથી છુટક માગણીના સંભવપર શાન્તિપર્વની જે વધુ પ્રતો છપાઇ તેના ઉપર ચઢયો નથી.

×–કોઇને ઉપલક દૃષ્ટિથી એમ લાગે કે આ સંસ્થાએ ચાલુ સાલમાંજ બે પ્રકારની રામાયણો પ્રસિદ્ધ કરી, તેના કરતાં આ મહાભારતનું કદ બહુ તો ચારગણું થાય; છતાં મૂલ્ય તેનું છગણું શાથી રખાયું હશે? મહાભારતના હાલના પહેલા ભાગમાં (આદિ અને સભાપર્વમાં) તેમજ વાલ્મીકિ રામાયણની હાલની આવૃત્તિમાં મૂલ્યની જે ગણના અપાઇ છે તથા અપાશે તે ધ્યાનપૂર્વક જોનારને તો એનાં કારણો સમજાયજ; પરંતુ તે સર્વ કોઇને સહજે સમજાય તે સારૂ જણાવવાનું કે:—

---

વગરફીએ વકીલ બૅરિસ્ટર મળે તેવું છતાં કોર્ટે ચઢી નાદ ઉતારવાની બુદ્ધિ જાગી. એટલુંજ નહિ પણ ઉંડા વિચાર પછી પ્રભુએ સાદેસાદી એવીજ બુદ્ધિપ્રસાદી આપી કે, 'જે ધર્મગ્રંથ ખલાસ થઇ જવાથી મળી શકતો નહિ, તે ગ્રંથ એ પ્રકાશકે કોઈ પણ રીતે ને કિંમતે કાઢયો તે ઠીકજ કર્યું છે. કેમકે જેઓને તેની તત્કાળમાં જરૂર હોય અને એટલા ખર્ચની સગવડ હોય, તેઓ માટે તો એટલી કિંમતવાળી એ આવૃત્તિ પણ ઉપકારકજ ગણાય. વળી અમદાવાદવાળા ભાષાંતર સાથે એ પ્રકાશકને હાથે શાંતિપર્વનું એ સંશોધિત ભાષાંતર અપાશે તે પણ તેટલે અંશે વધારેજ લોકહિતાવહજ થશે.' આવી બુદ્ધિ ઉપજવાથી થયું એમ કે જે કારણથી એ ગ્રંથ એના એ રૂપમાં છપાવવાની ઉતાવળ પેઠેલી તે પણ અમુક સમયમાટે દૂર થઇ; અને નવા સારા ભાષાંતરમાટે વધારે મોડું થાય તેની પણ ફિકર ગઈ!

+ કેમકે એ સમયે સસ્તાપણા વગેરેને લીધે અત્ર તરફથી એ ગ્રંથ રૂ. ૧૬ માં અને પ્રથમથી ગ્રાહક થનાર માટે ૧૨ાા માં કહાડવાની યોજના હતી.

× અત્ર તરફથી મહાભારતનું હાલનું મૂલ્ય ઠરાવવાની ગણના ઉપરાંત બીજી પણ બનતી હકીકતો મહાભારતના પહેલા કે છેલ્લા ગ્રંથમાં અપાશે તે પણ વાંચવા ભલામણ છે.

૧ અત્ર તરફથી હાલ પ્રસિદ્ધ થયેલી બન્ને રામાયણોમાં કાગળો પચાસ રતલી વપરાયા છે, ત્યારે આ મહાભારતના ગ્રંથમાં તે સાઠ રતલી વપરાયા છે.

૨ વાલ્મીકિ રામાયણ કરતાં મહાભારતનું કદ ચારગણું છે, પણ તેના ભાગો ચારને બદલે સાત બંધાવ્યા છે.

૩ કોઇપણ પુસ્તકની ચાર હજાર પ્રત છપાવતાં દર પ્રતે જે લાગત આવે, તેના કરતાં બે હજાર પ્રત છપાયાથી વધુ લાગત આવે છે.×

ख–રામાયણ કરતાં મહાભારતમાં ચિત્રોનું પ્રમાણ ઓછું છે, તે બદલ પણ મૂલ્ય ઓછું આવવું જોઇએ કે નહિ ? એ વિષે જણાવવાનું કે, મહાભારતનાં ચિત્ર અને બ્લૉક લગભગ બધાંજ નવાં કરાવવાં પડેલાં; તેવું રામાયણની બાબતમાં ન હતું. વળી રામાયણની બાબતમાં એવો તેવો જે ખાસ ખર્ચ થયેલો તે પણ (બન્ને રામાયણો મળીને) આઠ હજાર પ્રત ઉપર ફળવાઇ ગયેલો; ત્યારે મહાભારતમાં તો તે બે હજારજ પ્રતોપર ફાળવવો પડ્યો છે.

હવે ભાષાંતરાદિ બાબતમાં શાંતિપર્વની આગલી આવૃત્તિમાં જે કાંઇ લખ્યું છે તે ગમે તેના ગમે તે ગ્રંથમાટે પણ લાગુ પડે એવું હોવાથી અમે તો આ સંસ્થાનાં પણ સર્વ પુસ્તકોને તે લાગુ સમજીને આ ગ્રંથના પણ ભાષાંતરાદિ માટે જણાવીશું કેઃ–

"આવાં કાર્યોપર જેમ જેમ અધિક દ્રવ્યનો, સમયનો અને શ્રમનો વ્યય કરવામાં આવે, તેમ તેમ તે અધિક ઉત્તમતાવાળાં બને એ તો સ્પષ્ટજ છે; અને તેથી એ દષ્ટિએ જોતાં તો જગતમાંનું કોઇપણ કાર્ય કાંઇ ને કાંઇ દોષ કે ન્યૂનતાવાળુંજ જણાઇ રહે તેમ છે. બીજા હાથપર તેનાથી ઉતરતા પદાર્થ વા કાર્યની સાથે સરખાવતાં તેજ કાર્ય 'ચઢતું' લાગે એ પણ સ્વાભાવિક છે. આથી આ ભાષાંતરમાટે પણ એટલુંજ કહીશું કે પ્રાપ્ત સંયોગાનુસાર તે બને તેટલા સારા રૂપમાં અનુવાદિત અને મુદ્રિત કરાવવા પ્રયત્ન કર્યો છે; અને વિશેષ યોગ્યતાવાળી તૈયારી જો કોઇ વિદ્વાન વા ધનવાન કરી કરાવી આપશે, તો બહુ ઉપકાર સાથે પુનરાવૃત્તિ વખતે તેનો ઉપયોગ કરીશું અને જો તે પોતેજ બહાર પાડશે તો એથીએ વધુ ઉપકૃત થઇશું." ÷

"શાન્તિપર્વના કોઇ કોઇ અધ્યાયમાં કપટ ઇત્યાદિની કનિષ્ઠ નીતિ આવેલી હોય, તેને પણ ઉત્તમ નીતિ માનવાની ભૂલ ન થઇ જાય, તેની વાચકે બહુ સાવચેતી રાખવાની છે. આવું તેવું જે કંઇ આવે તેને અર્થભેદની, પ્રસંગભેદની કે અધિકારભેદની ખેંચાતાણ કરીને બંધબેસ્તું કરવા મથવું, તેના કરતાં અમને તો એજ માન્યતા ઠીક લાગે છે કે, ગ્રંથને રચાયા પછીનાં હજારો વર્ષમાં અનેક કારણોસર તેમાં લોભી અને વામમાર્ગી જેવા રાજસતામસ પંડિતોએજ કાઢઘાલ કરેલી હોવી જોઇએ."÷

સર્વ દિવ્ય સંપત્તિઓના અમાપ સાગરસ્વરૂપ સર્વેશ્વરના સ્મરણપૂર્વક ૐ तत्सत्

અમદાવાદ<br>સંવત ૧૯૮૩–જ્યેષ્ઠ માસ

લી० અવગુણસાગર ભિક્ષુ–અખંડાનંદના યથાયોગ્ય

÷ આ પેરાઓ શાન્તિપર્વની અત્ર તરફની આગલી આવૃત્તિમાંથી (થોડા સુધારા સાથે) લીધા છે.

# અનુક્રમણિકા



## મોક્ષધર્મ પર્વ

# શુદ્ધિપત્ર

| પૃ૰ | વિ૰ | પં૰ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| **ખાસ સુધારવા યોગ્ય અશુદ્ધિઓ** | | | | |
| ૬૦ | ૨ | ૧૧ | (ચળચર જીવો) | (જળચર જીવો) |
| ૬૪ | ૨ | ૧ | દાયચામાં | દાયજામાં |
| ૭૧ | ૧ | ૨૫ | ચિત્રને | ચિત્તને |
| ૭૨ | ૨ | ૧ | પ્રાપ્ત, થશે | પ્રાપ્ત થશે, |
| ૭૫ | ૨ | ૩૫ | કરવાતી | કરવાથી |
| ૮૦ | ૧ | ૧૨ | ગાયત્રીજય | ગાયત્રીજપ |
| ૮૦ | ૧ | ૩૧ | **मुच्ययते** | **मुच्यते** |
| ૮૭ | ૧ | ૫ | લાગ્યો | લાગ્યા |
| ૯૩ | ૨ | ૯ | શુધિષ્ઠિર | યુધિષ્ઠિર |
| ૯૫ | ૧ | ૧૨ | ૪૬ | ૪૫ |
| ૯૬ | ૧ | ૧૨ | અધાર | આધાર |
| ૯૬ | ૧ | ૨૫ | જઈરે | જઈને |
| ૯૮ | ૧ | ૨૭ | પુષ્પમાળા | માળા |
| ૧૦૪ | ૨ | ૩૦ | **यथा** | **माज्यं यथा** |
| ૧૦૫ | ૨ | ૨૫ | દાસકે | દારુકે |
| ૧૧૬ | ૨ | ૩૨ | **याभिन्यां** | **यामिन्यां** |
| ૧૪૦ | ૨ | ૨૧ | **पुष्कलम्** | **स पुष्कलम्** |
| ૧૮૩ | ૨ | ૩૧ | હોય | હોય તે |
| ૧૯૬ | ૧ | ૧૭ | નિશ્વત | નિશ્ચિત |
| ૧૯૭ | ૨ | ૧૬ | પુરુ– | પુરુષ |
| ૨૩૨ | ૧ | ૩૪ | એમ ક– | એમ |
| ૨૪૧ | ૨ | ૨૭ | વિષત્રયોગોનો | વિષપ્રયોગોનો |
| ૨૫૧ | ૧ | ૨૧ | દુખો | દુઃખો |
| ૨૬૭ | ૧ | ૨૧ | હો– | હોય |
| ૨૭૩ | ૧ | ૪૦ | (સાક્ષી- | સાક્ષી), |
| ૨૭૩ | ૨ | ૧૯ | ક્ષી) ક્રિયા | ક્રિયા |
| ૨૯૭ | ૧ | ૧૭ | આમાત્ય | અમાત્ય |
| ૩૧૨ | ૨ | ૬ | ક– | કરી |
| ૩૨૪ | ૨ | ૧–૨ | સંબંધીધીઓનો | સંબંધીઓનો |
| ૩૫૮ | ૨ | ૩૫ | રહ્યા! | રહ્યાં |
| ૩૬૦ | ૧ | ૧૯ | **नित्यमास** | **नित्यमासन्न** |
| ૩૬૨ | ૧ | ૧૫ | ધાવડે | ધાવડો |
| ૩૬૪ | ૧ | ૧૧ | ક– | કરે |
| ૩૬૮ | ૨ | ૧૬ | તે પુરુષ | પુરુષ |
| ૩૭૦ | ૧ | ૧૯ | જ્યોર્તિગણો | જ્યોતિર્ગણો |
| ૩૭૬ | ૧ | ૩૧ | અદિ | આદિ |
| ૪૧૩ | ૧ | ૫ | **पृष्ट्वा** | **पृष्ट्वा** |
| ૪૨૩ | ૧ | ૩૮ | ધૈવન | ધૈવત |
| ૪૭૧ | ૨ | ૩૩ | **भनुरुवाच** | **मनुरुवाच** |
| ૪૭૭ ના સ્થળે ૩૭૭ વાંચવું. | | | | |
| ૪૯૮ | ૧ | ૩૬ | પારાકાષ્ઠા | પરાકાષ્ઠા |
| ૫૩૫ | ૧ | ૩૮ | કરતા નથી, | કરતા |
| ૫૩૬ | ૧ | ૩ | કરતા | કરતા નથી |
| ૫૪૫ | ૨ | ૩૨ | સર્રસ્વ | સર્વસ્વ |
| ૫૬૨ | ૧ | ૩૧ | કરવી)અર્થાત્ | કરવી (અર્થાત્ |
| ૫૭૪ | ૧ | ૨૦ | ૨૪૬ | ૨૪૫ |
| ૫૯૩ | ૧ | ૩૪ | **मानवाः** | **मानवाः** |
| ૬૦૫ | ૨ | ૩૪ | ૧૯ | ૧૦ |
| ૬૨૦ | ૧ | ૨૦ | જોઈએ | જોઈએ) |
| ૬૫૮ | ૧ | ૧૫ | છે | છે) |
| ૬૭૨ | ૨ | ૩૩ | પાણિકર્મ | પાણિકર્ણ |
| ૬૮૦ | ૧ | ૩૦ | સમુદ્રરૂપ | તલાવરૂપ |
| ૬૮૫ | ૧ | ૧૩ | **निषंगायश्च** | **निषंगाय** |
| ૬૯૦ | ૧ | ૧ | –અર્થાત્ | (અર્થાત્ |
| ૭૧૬ | ૧ | ૩ | સેળભેળનો | સેળભેળને |
| ૭૧૮ | ૧ | ૮ | **वश्याश्चा** | **वश्याश्च** |
| ૭૩૨ | ૨ | ૧૪ | માત્રા | માત્ર |
| ૭૩૪ | ૧ | ૩૬ | છે) | છે |
| ૭૫૯ | ૧ | ૩૧ | કુશલ | કરાલ |
| ૭૬૭ | ૧ | ૧૪ | ૨૧૧ | ૩૧૧ |
| ૭૮૪ | ૧ | ૧૭ | શકાય ! | શકાય ! ) |
| ૭૮૫ | ૨ | ૨૦ | મોક્ષશાસ્રમાં | મોક્ષશાસ્ત્રમાં |
| ૭૯૨ | ૨ | ૩૩ | સુકુમારૈતા | સુકુમારતા |
| ૭૯૨ | ૨ | ૩૪ | ઉદારતા | ઉદાત્તતા |
| ૭૯૭ | ૨ | ૧૨ | નું | તેનું |
| ૮૦૨ | ૨ | ૩૦ | જા– | જાય |
| ૮૦૮ | ૨ | ૩૬ | મનમાં પ્રસન્ન | પ્રસન્ન |
| ૮૩૫ | પૃષ્ઠારંભે | | ૩૩૨ | ૩૩૩ |
| ૮૪૪ | ૧ | ૨૫ | ર્યંત એકાંતિક | એકાંતિક |
| ૮૫૫ ને સ્થળે ૩૫૫ છે તે ૮૫૫ વાંચવું. | | | | |
| ૮૫૫ | ૨ | ૨૧ | **मवाच** | **उवाच** |
| ૯૦૬ | ૨ | ૩૨ | મહબળવાન | મહાબળવાન |
| **અક્ષરો ભાગવા તૂટવાથી થયેલી અશુદ્ધિઓ** | | | | |
| ૭ | ૨ | ૧૧ | શત્ર | શત્રુ |
| ૧૧ | ૨ | ૧૯ | રજા | રાજા |

| પૃ૦ | વિ૦ | પં૦ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨૬ | ૨ | ૩૪ | द्रव्यमुत्सज्य | द्रव्यमुत्सृज्य |
| ૨૮ | ૨ | ૩૭ | પુરુષાસંહ | પુરુષસિંહ |
| ૩૧ | ૨ | ૩૭ | નાહ | નહિ |
| ૩૭ | ૨ | ૧૮ | પુત્રાવનાની | પુત્રવિનાની |
| ૩૯ | ૨ | ૨૦ | १९ मे | १९ मो |
| ૪૯ | ૧ | ૪ | કીતિને | કીર્તિને |
| ૬૭ | ૧ | ૨૩ | તઓ | તેઓ |
| ૭૪ | ૧ | ૮ | સાક્ષી ભૂતકાળ | સાક્ષીભૂત કાળ |
| ૭૮ | ૨ | ૧૯ | દારદ્ર | દરિદ્ર |
| ૮૦ | ૧ | ૩૧ | पापे: | पापै: |
| ૮૨ | ૨ | ૮ | હવ | હવે |
| ૧૦૩ | ૨ | ૩૧ | શાંતમૂાત | શાંતમૂર્તિ |
| ૧૦૭ | ૧ | ૨૩ | કાશિકને | કૌશિકને |
| ૧૨૭ | ૨ | ૬ | આણુનારા | આણુનારો |
| ૧૩૦ | ૨ | ૧૯ | શર | શૂર |
| ૧૩૩ | ૨ | ૨૭ | ક્રાધ | ક્રોધ |
| ૧૪૫ | ૨ | ૧૧ | શદ્ર | શૂદ્ર |
| ૧૪૫ | ૨ | ૧૪ | શદ્રની | શૂદ્રની |
| ૧૬૫ | ૧ | ૩૩ | પવ | પર્વ |
| ૧૬૮ | ૨ | ૨૫ | મૂાત | મૂર્તિ |
| ૧૭૧ | ૧ | ૧૧ | અલે | ઐલે |
| ૧૭૪ | ૧ | ૨૭ | ઉદ્યાગ | ઉદ્યોગ |
| ૧૮૩ | ૧ | ૧૭ | શ્રતિ | શ્રુતિ |
| ૧૮૭ | ૧ | ૨૪ | ક્રરને‌ા | ક્રૂરને‌ા |
| ૧૮૯ | ૨ | ૪ | અશ્વર્યની | ઐશ્વર્યની |
| ૧૯૪ | ૨ | ૪ | પ્રીતિશન્ય | પ્રીતિશૂન્ય |
| ૨૦૮ | ૨ | ૩૧ | નાહ | નહિ |
| ૨૦૯ | ૨ | ૫ | ક્રર | ક્રૂર |
| ૨૨૧ | ૧ | ૧૨ | શરાઓ | શૂરાઓ |
| ૨૨૮ | ૨ | ૧૪ | સાથી | સૌથી |
| ૨૩૨ | ૧ | ૬ | તટી | તૂટી |
| ૨૩૨ | ૧ | ૩૦ | શત્રના | શત્રુના |
| ૨૩૫ | ૨ | ૩૮ | રહેવાન | રહેવાનાં |
| ૨૩૬ | ૨ | ૩૩ | સન્યથી | સૈન્યથી |
| ૨૪૯ | ૧ | ૧૦ | છટી | છૂટી |
| ૨૫૭ | ૧ | ૮ | ાવનવ્યે‌ા | વિનવ્યે‌ા |
| ૨૫૭ | ૧ | ૨૦ | પતામહ | પિતામહ |
| ૨૭૨ | ૨ | ૩૦ | ક્રર | ક્રૂર |
| ૨૭૨ | ૨ | ૩૭ | શિક્ષ | શિક્ષા |
| ૨૭૩ | ૨ | ૧૯ | માટે સા– | માટે સાક્ષી |
| ૨૮૪ | ૧ | ૨૩–૨૪ | પ્રદશિત | પ્રદર્શિત |
| ૨૮૯ | ૧ | ૧૭ | છત | છતાં |
| ૨૯૩ | ૨ | ૭–૮ | પદાર્થા | પદાર્થો |
| ૩૦૩ | ૧ | ૧૪ | છટવું | છૂટવું |
| ૩૧૪ | ૨ | ૧૦ | શત્રને | શત્રુને |
| ૩૧૬ | ૨ | ૧૬ | જાગૃતથ યે‌ા | જાગૃત થયે‌ા |
| ૩૧૮ | ૨ | ૨૦ | कयं | कथं |
| ૩૧૮ | ૨ | ૨૦ | वेंतत | वर्तंत |
| ૩૨૧ | ૨ | ૧ | વર | વૈર |
| ૩૨૫ | ૨ | ૮ | યુગન | યુગના |
| ૩૨૯ | ૧ | ૩૭ | શત્રને | શત્રુને |
| ૩૩૦ | ૨ | ૨ | શ ત્રુબીકણ | શત્રુ બીકણ |
| ૩૩૭ | ૨ | ૧૦ | નાહ | નહિ |
| ૩૪૨ | ૧ | ૨૩ | પારાધ | પારધિ |
| ૩૪૬ | ૨ | ૨૯ | ધરાવ | ધરાવે |
| ૩૪૮ | ૨ | ૨૯ | છટે | છૂટે |
| ૩૫૩ | ૨ | ૨૯ | અીહં | અહીં |
| ૩૬૯ | ૨ | ૧ | ધાામકશ્રેષ્ઠ | ધાર્મિકશ્રેષ્ઠ |
| ૩૭૧ | ૧ | ૨ | તમજ | તેમજ |
| ૩૭૭ | ૨ | ૧૪ | પ્રાયાશ્ચત્ત | પ્રાયશ્ચિત્ત |
| ૩૮૨ | ૧ | ૩૬ | અલવિલ | ઐલવિલ |
| ૩૯૩ | ૨ | ૨૬ | ગાતમની | ગૌતમની |
| ૪૦૨ | ૧ | ૧૦ | ब्राहि | ब्रूहि |
| ૪૦૬ | ૨ | ૬ | મોટ | મોટા |
| ૪૧૬ | ૧ | ૨૭ | ब्राहि | ब्रूहि |
| ૪૧૬ | ૨ | ૫ | બુાદ્ધ | બુદ્ધિ |
| ૪૧૮ | ૧ | ૭ | અદિ | આદિ |
| ૪૩૪ | ૨ | ૨૦ | ધર્મ | ધર્મ |
| ૪૪૧ | ૨ | ૨૦ | યારે | ત્યારે |
| ૪૪૧ | ૨ | ૨૮ | चतन्ये | चैतन्ये |
| ૪૪૧ | ૨ | ૪૦,૪૧ | સંસ્કારે તું | સંસ્કારોનું |
| ૪૪૬ | ૨ | ૬ | મૂાત | મૂર્તિ |
| ૪૪૮ | ૧ | ૩૧-૩૨ | આત્મપરુષને | આત્મપુરુષને |
| ૪૫૧ | ૧ | ૨૦ | દોવ | દેવિ |
| ૪૫૨ | ૨ | ૨૯ | પ્રાસદ્ધ | પ્રસિદ્ધ |
| ૪૬૦ | ૨ | ૧૭ | આપ્રય | અપ્રિય |
| ૪૬૬ | ૧ | ૧૦ | બુાદ્ધની | બુદ્ધિની |
| ૪૭૦ | ૧ | ૨ | યાવનને | યૌવનને |
| ૪૭૨ | ૧ | ૧૬ | આષધિઓના | ઔષધિઓના |
| ૪૭૨ | ૨ | ૨૨ | છટી | છૂટી |
| ૪૭૫ | ૧ | ૯ | બહસ્પતિને‌ા | બૃહસ્પતિને‌ા |
| ૪૮૨ | ૨ | ૧ | પ્રેર ત | પ્રેરિત |
| ૪૮૬ | ૧ | ૫ | નિવૃાત્ત | નિવૃત્તિ |

| પૃ૦ | વિ૦ | પં૦ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૪૮૭ | ૨ | ૧૮ | નાહ | નહિ |
| ૪૮૯ | ૨ | ૨૫ | ક્ષાત્રય | ક્ષત્રિય |
| ૪૯૦ | ૧ | ૧૭ | છટી | છૂટી |
| ૪૯૧ | ૨ | ૫ | નિવકલ્પ | નિર્વિકલ્પ |
| ૪૯૧ | ૨ | ૮ | છટી | છૂટી |
| ૫૨૫ | ૧ | ૨૫ | બુાદ્ધબળનો | બુદ્ધિબળનો |
| ૫૩૨ | ૧ | ૩૮ | પ્રાસદ્ધ | પ્રસિદ્ધ |
| ૫૩૨ | ૨ | ૧૪ | અતિાથઓને | અતિથિઓને |
| ૫૩૫ | ૧ | ૨ | જગીષવ્યને | જૈગીષવ્યને |
| ૫૩૫ | ૨ | ૩૮ | શાંતવ્રતનુંજ | શાંતિવ્રતનુંજ |
| ૫૩૭ | ૨ | ૧૦ | **તથૈર્વાયુયુગે** | **તથૈર્વાયુર્યુગે** |
| ૫૪૧ | ૧ | ૨ | શ્રુતિવાકયો) | (શ્રુતિવાકયો) |
| ૫૪૯ | ૧ | ૩૬ | સંહાર | **સંહાર** |
| ૫૬૦ | ૨ | ૩૫ | શ્રતિ | શ્રુતિ |
| ૫૬૭ | ૨ | ૮ | નાહ | નહિ |
| ૫૬૭ | ૨ | ૩૭ | નાહ | નહિ |
| ૫૬૮ | ૧ | ૨૫ | અતિાથ | અતિથિ |
| ૫૯૪ | ૧ | ૩૨ | યુધષ્ઠિર | યુધિષ્ઠિર |
| ૫૯૪ | ૨ | ૩૮ | વૃાદ્ધ | વૃદ્ધિ |
| ૬૦૨ | ૧ | ૧ | બુાદ્ધમાન | બુદ્ધિમાન |
| ૬૨૦ | ૨ | ૩૨ | ઉપાલંભભરેલી | મેંણાંવાળી |
| ૬૨૨ | ૨ | ૧૦ | તા | તો |
| ૬૩૫ | ૨ | ૨૬-૨૭ | માણુભદ્ર | મણિભદ્ર |
| ૬૩૭ | ૨ | ૧૫ | ધાામક | ધાર્મિક |
| ૬૪૦ | ૨ | ૧૫ | ધાામક | ધાર્મિક |
| ૬૪૩ | ૨ | ૩૦ | સત્ ૫ | સતરૂપ |
| ૬૪૮ | ૨ | ૩૮ | વ્યાધનો | વ્યાધિનો |
| ૬૬૮ | ૧ | ૨૬ | ગંધર્વા | ગંધર્વો |
| ૬૭૨ | ૨ | ૧૫ | પાાણુકર્ણ | પાણિકર્ણ |
| ૬૭૫ | ૧ | ૨૧ | સ્થિાત | સ્થિતિ |
| ૬૮૩ | ૧ | ૭ | ાવરાટ | વિરાટ |
| ૬૮૩ | ૨ | ૧૧ | અવ્યાાધરૂપ | અવ્યાધિરૂપ |
| ૬૮૪ | ૨ | ૨ | ાપતામહ | પિતામહ |
| ૬૮૬ | ૧ | ૧૩ | ચાટાઓમાં | ચાટાઓમાં |
| ૬૯૦ | ૧ | ૬ | બુાદ્ધ | બુદ્ધિ |
| ૬૯૧ | ૧ | ૧૪ | નાહ | નહિ |
| ૭૦૬ | ૨ | ૨૫ | નાહ | નહિં |
| ૭૨૨ | ૧ | ૨ | વૃાદ્ધકર્તા | વૃદ્ધિકર્તા |
| ૭૨૬ | ૨ | ૧૨ | સુરાક્ષત | સુરક્ષિત |
| ૭૨૯ | ૧ | ૩૫ | શાસ્ત્રીએ | શાસ્ત્રીઓ |
| ૭૪૪ | ૧ | ૧ | માલન | મલિન |
| ૭૫૦ | ૧ | ૧૫ | સ્ફુાત | સ્ફુર્તિ |
| ૭૬૫ | ૧ | ૨૫ | બુાદ્ધવાળા | બુદ્ધિવાળા |
| ૭૬૬ | ૧ | ૧૩ | સ્વગ | સ્વર્ગ |
| ૭૬૮ | ૧ | ૩ | આધભૂત | અધિભૂત |
| ૭૬૮ | ૧ | ૧૭ | આધષ્ઠાતા | અધિષ્ઠાતા |
| ૭૬૯ | ૨ | ૩૮ | પોતપોતાન | પોતપોતાના |
| ૭૭૫ | ૧ | ૫ | નિવકાર | નિર્વિકાર |
| ૭૯૦ | ૧ | ૨૯ | તારે | તારે ન |
| ૭૯૫ | ૨ | ૨૫ | સ્થાનકોર હે | સ્થાનકો રહે |
| ૭૯૬ | ૨ | ૭ | પ્રત્યક | પ્રત્યેક |
| ૭૯૬ | ૨ | ૩૫ | આવ | આવે |
| ૮૩૬ | ૨ | ૧૩ | હાર | હરિ |
| ૮૬૦ | ૧ | ૨૧ | ત | તે |
| ૮૬૫ | ૨ | ૨૭ | તું તું | તેનું તું |
| ૮૭૧ | ૧ | ૨૭ | આગ્ન | અગ્નિ |
| ૮૭૨ | ૨ | ૧ | નાહ | નહિ |
| ૮૭૨ | ૨ | ૧૨ | આગ્ન | અગ્નિ |
| ૮૭૨ | ૨ | ૧૮ | ભગુ | ભૃગુ |
| ૮૭૩ | ૧ | ૨૭ | શિાપવિષ્ટ | શિપિવિષ્ટ |
| ૮૭૮ | ૧ | ૧૬ | મનુષ્યનાશ-રીરમાં | મનુષ્યના શરીરમાં |
| ૮૮૦ | ૧ | ૧૮ | તાર | તારા |
| ૮૮૩ | ૨ | ૩૪ | ગાતરૂપ | ગતિરૂપ |
| ૮૯૩ | ૧ | ૩-૪ | યાતઓની | યતિઓની |
| ૮૯૪ | ૧ | ૩ | તમના | તેમના |
| ૮૯૫ | ૧ | ૧૦ | નિવકાર | નિર્વિકાર |
| ૯૦૦ | ૧ | ૨૦ | કુતૂહલવાળ | કુતૂહલવાળા |
| ૯૦૫ | ૨ | ૧૨ | રીત | રીતે |



श्रीकृष्णद्वैपायनप्रणीत

# श्रीमहाभारत

## १२-शांतिपर्व

## राजधर्मानुशासन पर्व

### अध्याय १ लो

#### કર્ણના વધમાટે યુધિષ્ઠિરનો પશ્ચાત્તાપ

**मंगलाचरणः—नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ॥**
**देवीं सरस्वतीं चैव ततो जय मुदीरयेत् ॥ १ ॥**

ભગવાન નારાયણને, નરોમાં ઉત્તમ નર ભગવાનને તથા દેવી સરસ્વતીને નમસ્કાર કરી ઇતિહાસ આદિ માંગલિક શાસ્ત્રગ્રંથોનો આરંભ કરવો.[1]

**वैशंपायन उवाचः—कृतोदकास्ते सुहृदां सर्वेषां पांडुनंदनाः ॥**
**विदुरो धृतराष्ट्रश्च सर्वाश्च भरतस्त्रियः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યાઃ—" હે જનમેજય રાજા ! એ પ્રમાણે રણમાં મરણ પામેલા પોતાના સર્વ સંબંધીઓની ઉદકદાન આદિ મરણક્રિયાઓ કર્યા પછી મહાત્મા પાંડવો, વિદુર, ધૃતરાષ્ટ્ર અને ભરતકુળની સર્વ સ્ત્રીઓ, કુલવધના દોષથી પ્રાપ્ત થયેલા પાતકને દૂર કરવા માટે એક માસપર્યંત હસ્તિનાપુરથી બહાર ગંગાનદીના તટપરજ રહ્યાં હતાં.[1,2] ત્યાં ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિરે પોતાના સંબંધીઓની ઉત્તરક્રિયા કરી લીધી, એટલે કેટલાએક મહાત્માઓ, સિદ્ધો, મોટા મોટા બ્રહ્મર્ષિઓ, વ્યાસ, નારદ, મહર્ષિ દેવલ, દેવસ્થાન, કણ્વ, તેઓના સારા સારા શિષ્યો, બીજા કેટલાએક વેદોને જાણનારા બુદ્ધિકુશલ બ્રાહ્મણો, ગૃહસ્થો, સ્નાતકો અને કેટલાએક સત્પુરુષો, કુરુશ્રેષ્ઠ રાજા યુધિષ્ઠિરને મળવા માટે આવ્યા.[3-5] રાજા યુધિષ્ઠિરે પણ પોતાને મળવા માટે આ-

વેલા મહાત્માઓની સામે જઇને વિધિપૂર્વક આગતાસ્વાગતા કરી અને તે સર્વ મહર્ષિઓને મોટાં કિંમતી આસનોપર બેસાડીને યથાવિધિ પૂજા કરી.[૬] આ પ્રમાણે રાજાએ કરેલી સમયોચિત પૂજાનો સ્વીકાર કરી તે સર્વ મહાત્માઓ, ગંગાનદીના પવિત્ર તટપર વસી રહેલા અને શોકથી વ્યાકુલ થયેલા મનવાળા યુધિષ્ઠિરને ચોતરફથી વીંટાઈ વળીને યથાયોગ્ય સ્થાને સમીપમાં બેઠા અને પછી સેંકડો તથા હજારોની સંખ્યામાં આવેલા તે બ્રાહ્મણો, અનેક દૃષ્ટાંતોદ્વારા યુધિષ્ઠિર રાજાની સાંત્વના કરવા લાગ્યા. તેમજ મુનિ નારદ, કૃષ્ણ દ્વૈપાયન આદિ કેટલાએક મુનિઓની સાથે કેટલીએક વાતચીત કર્યા પછી ધર્મપુત્ર યુધિષ્ઠિરને તે સમયે આ પ્રમાણે કહેવા લાગ્યાઃ-"હે યુધિષ્ઠિર ! તમે તમારા બાહુબળથી તથા શ્રીકૃષ્ણની કૃપાથી આ સમગ્ર પૃથ્વીને ધર્મપૂર્વક જીતી અને લોકને ભય કરે એવા આ સંગ્રામમાંથી તમે તમારા ભાગ્યયોગે અક્ષત રહીને મુક્ત થયા, તે ઘણાજ આનંદની વાત છે. હે પાંડવ ! તમે હવે સર્વ વાતે નિશ્ચિંત થયા છો, જેથી ક્ષાત્રધર્મમાં આસક્ત રહીને તમે હવે પ્રસન્ન થયા છોની ?[૭-૧૧] હે રાજા ! તમારા સર્વ શત્રુઓનો હવે નાશ થઇ ગયો છે અને તમે આ સમૃદ્ધ રાજ્યલક્ષ્મીને પામ્યા છો, તેથી તમારા સુહૃદોને તમે પ્રસન્ન કરો છો કે ? અને તમે પોતે પણ શોકથી પીડાતા નથી કે ?"[૧૨]

યુધિષ્ઠિર બોલ્યાઃ-" હે મુનિરાજ ! શ્રીકૃષ્ણના બાહુબળના આશ્રયથી અમે આ સમગ્ર પૃથ્વી જીતી છે અને બ્રાહ્મણોની કૃપાથી તથા ભીમ અને અર્જુનના બળથી મારો સંપૂર્ણ વિજય થયો છે;[૧૩] પરંતુ આ એક મહાન દુઃખ મારા હૃદયમાં નિત્ય ઘોળાયા કરે છે. મેં લોભને વશ થઈ મારા જ્ઞાતિલાઓનો આ મહાન સંહાર કર્યો, મારા પ્રિયપુત્ર અભિમન્યુનો તથા દ્રૌપદીના સર્વ પુત્રોનો ઘાત પણ કરાવ્યો અને અંતે વિજય પણ મેળવ્યો, તથાપિ હે ભગવન્! આ વિજય મને પરાજયના જેવોજ દેખાય છે;[૧૪,૧૫] કારણકે યાદવપુત્રી મારા ભાઈની વહુ સુભદ્રા, મારા સંબંધમાં શ્રીકૃષ્ણને શું કહેશે ? તેમજ શ્રીકૃષ્ણ અહીંથી જ્યારે દ્વારકાં પધારશે, ત્યારે ત્યાંની પ્રજા મારા સંબંધમાં શ્રીહરિને શું કહેશે ?[૧૬] રે ! રે ! જેના સર્વ પુત્રોનો તથા બાંધવોનો નાશ થઇ ગયો છે એવી દ્રૌપદી, કે જે નિત્ય અમારૂં પ્રિય અને હિત કરવામાંજ યુક્ત રહે છે, તે બિચારી દીન અવસ્થામાં આવી પડી છે. તેનો વિચાર કરતાં પણ મને ઘણોજ ખેદ થાય છે.[૧૭] હે ભગવન્ નારદ ! વળી એક બીજું દુઃખ મારા હૃદયમાં નિત્ય સાલ્યા કરે છે, તે પણ હું તમને કહું છું તે સાંભળો. મારી માતા કુંતીએ આ વાતને આજ દિવસ સુધી ગુપ્ત રાખીને મને મહાન દુઃખમાં ધકેલી દીધો છે.[૧૮] તે એજ કે, જે કર્ણ દશ હજાર હાથીઓના બળને ધરાવતો હતો, જેની સામે એક પણ રથી યોદ્ધો યુદ્ધ કરવા ઉતરી શકતો ન હતો, જેની યુદ્ધક્રીડા અને ગમન સિંહની સમાન અદ્ભુત હતાં, જે મહાબુદ્ધિમાન હતો, જે ઘણો દયાળુ હતો, જે મોટો દાતા હતો, જે નિયમિત વ્રતોને ધારણ કરનારો હતો, જે પારકા ઉત્કર્ષને સહન કરી શકતો ન હતો, જે નિત્ય ક્રોધી સ્વભાવનો હતો, જે કૌરવોના આશ્રયભૂત હતો, જે ઘણો અભિમાની હતો, જેનું પરાક્રમ અત્યંત તીક્ષ્ણ હતું, જેણે પ્રત્યેક યુદ્ધોમાં અમને હંફાવ્યા હતા, જે ઘણી ઝડપથી અસ્ત્રો ફેંકનારો હતો, જે તરેહ તરેહનાં યુદ્ધોને કરી જાણતો હતો, જે ઘણોજ કુશલ હતો અને જેનું પરાક્રમ ઘણું આશ્ચર્યકારક હતું, તે કર્ણ અમારો ભાઈ હતો. અરે ! તે અમારી માતા કુંતીનોજ પુત્ર હતો-કુંતીના ઉદરે ગૂઢ રીતે તે ઉત્પન્ન થયો હતો.[૧૯-૨૧] હું જ્યારે મારા સંબંધીઓની ઉદકદાનક્રિયા કરવા બેઠો હતો, ત્યારેજ મારી માતા કુંતાએ મને જણાવ્યું કેઃ-" તમે કર્ણને પણ જલાંજલિ આપજો; કારણ કે સર્વગુણસંપન્ન એવો તે કર્ણ મારોજ પુત્ર હતો. સૂર્યના સંબંધથી મારી કુખે તે ઉત્પન્ન થયો હતો; પરંતુ લોકલજ્જાને લીધે મેં તેને જન્મસમયે-

જ એક પેટીમાં પૂરીને ગંગાનદીના જળ પ્રવાહમાં વહેતો મૂકી દીધો હતો. ” હે ભગવન્ નારદ ! જે કર્ણને લોકો સૂતપુત્ર અથવા રાધાપુત્ર માનતા હતા તે કર્ણ, વાસ્તવિક રીતે કુંતીનો પુત્ર હતો અને તેથી તે અમારો જયેષ્ઠભ્રાતા હતો. માત્ર રાધાએ અને સૂતે તો ગંગાપ્રવાહમાંથી મળી આવતાં તેને ઉછેરીને મોટોજ કર્યો હતો. તેને જન્મ આપનાર મારી માતા કુંતીજ હતી; પણ હાય ! રાજ્ય લેવામાં લુબ્ધ બનેલા મેં અજાણપણે અમારા મોટા ભાઇ કર્ણને મારી નંખાવ્યો છે. ઓહ ! તે મારી મૂર્ખતા, અગ્નિ જેમ રૂના ઢગને બાળી નાખે તેમ, મારાં સર્વ ગાત્રોને બાળી નાખે છે. અફસોસ ! શ્વેતવાહન અર્જુન પણ એ કર્ણને પોતાના ભાઈતરીકે ઓળખતો ન હતો; તેમજ હું, ભીમસેન, નકુલ કે સહદેવ પણ તેને મોટાભાઇતરીકે ઓળખતા ન હતા, પરંતુ સદાચારી કર્ણ તો અમને પોતાના ભાઇઓતરીકે જાણતોજ હતો; કારણ કે અમારા સાંભળવામાં આવ્યું છે કે, માતા કુંતા એક સમયે અમારૂં કલ્યાણ ઈચ્છીને તેની પાસે ગયાં હતાં અને તેને કહ્યું હતું કે, “ હે કર્ણ ! તું મારો પુત્ર થાય છે, માટે હું કહું છું તે પ્રમાણે તું પાંડવોને સહાય કર;” પરંતુ એ મહાત્માએ કુંતામાતાની ઇચ્છા પ્રમાણે કરવાની ના પાડી હતી અને તેણે કહ્યું પણ હતું કેઃ–“હે માતા ! કોઈ રીતે પણ હું દુર્યોધન રાજાનો રણમાં ત્યાગ કરી શકું તેમ નથી, છતાં કદાચ હું તમારા કહેવા પ્રમાણે કરૂં અને યુધિષ્ઠિર સાથે જો સંધિ કરૂં તો હું અનાર્ય, ઘાતકી અને કૃતઘ્ની કહેવાઉં. વળી લોકો મારા સંબંધમાં એમ પણ માને કે, યુદ્ધસમય ઉપસ્થિત થતાં કર્ણ અર્જુનથી ડરી ગયો; માટે રણમાં અર્જુનનો તથા શ્રીકૃષ્ણનો પરાજય કર્યા પછી યુધિષ્ઠિર સાથે હું સંધિ કરીશ. ” કર્ણનાં એ વચન સાંભળીને કુંતામાતાએ વળી પાછું તે વિશાળ વક્ષઃસ્થળવાળા કર્ણને કહ્યું હતું કેઃ– “ તારે અર્જુન સામે યુદ્ધ કરવાની ઇચ્છા હોય તો ભલે તેમ કરજે; પરંતુ મારા ચાર પુત્રોને તું અભય આપ. ” તે સાંભળી બુદ્ધિમાન કર્ણે થરથર કંપી રહેલી પોતાની માતાને હાથ જોડીને કહ્યું હતું કેઃ–“ હે દેવિ ! તમારા ચાર પુત્રો યુદ્ધ કરતાં મારા કબજામાં આવી જશે, તોપણ હું તેઓને મારીશ નહિ. વળી હે માતા ! તમારા પુત્રો, પાંચના પાંચજ અંતે જીવતા રહેવાના છે; કારણ કે જો કદાચ કર્ણનું મૃત્યુ થશે તો અર્જુન સાથે પાંચનીજ સંખ્યા રહેશે અને જો કદાચ અર્જુનનું મૃત્યુ થશે તો કર્ણની સાથે પાંચની સંખ્યા પૂર્ણ રહેશે. ” કર્ણે આમ કહ્યું, એટલે વળી પાછાં કુંતામાતાએ પોતાના પુત્રોપરના લોભને લીધે કર્ણને કહ્યું હતું કેઃ–“ જે ભાઇઓનું તું કલ્યાણ કરવા ઇચ્છે છે, તેઓનું છેવટ સુધી કલ્યાણજ કરજે. ” આમ કહીને કુંતામાતા કર્ણને છોડીને ઘેર આવ્યાં હતાં.[૨૨–૩૫]

હે સમર્થ ઋષિ નારદ ! આ રીતે વીર કર્ણ અમારો સહોદર ભાઈ હતો; પરંતુ કુંતામાતાએ અથવા કર્ણે આ વાતને કદી પ્રકટ કરી ન હતી; જેને લીધે અર્જુને પોતાના ભાઇને રણમાં મારી નાખ્યો છે.[૩૬] હે બ્રાહ્મણોત્તમ નારદ ! કર્ણ અમારો જયેષ્ઠ ભ્રાતા થાય છે; આ વાતને મેં પાછળથીજ કુંતાના વચનપરથી જાણી છે અને તેથીજ મહાધનુર્ધર શૂરવીર કર્ણને અર્જુને યુદ્ધમાં માર્યો છે. હે પ્રભુ ! મારા ભાઇનો મેં ઘાત કરાવ્યો, એ વાતનું સ્મરણ આવતાંજ મારૂં હૃદય અત્યંત તપી જાય છે–મારા હૃદયમાં તીવ્ર દુઃખ થાય છે.[૩૭,૩૮] અરે ! કર્ણની તથા અર્જુનની જો મને સહાયતા હોત તો હું સાક્ષાત્ ઇંદ્ર દેવનો પણ પરાજય કરત. પૂર્વે સભામાં દુરાત્મા કૌરવો મને અનેક અપ્રિય વચનો કહીને દુઃખી કરતા હતા, ત્યારે મને એકાએક ક્રોધ ઉત્પન્ન થઈ જતો હતો; પરંતુ કર્ણને જોતાંજ મારો તે ક્રોધ શાંત થઇ જતો હતો. ( તેનું કારણ હવેજ મારા જાણવામાં આવ્યું છે. ) વળી તે સમયે જુગાર રમતી વેળા કર્ણ, દુર્યોધનનું હિત ઇચ્છીને મને ઘણીજ કડવી અને રુક્ષ વાણી કહી સંભળાવતો હતો, ત્યારે પણ તેના ચરણ તરફ દૃષ્ટિ કરતાંજ મારો ક્રોધ નષ્ટ થઇ જતો

હતો. હે ભગવન્! કર્ણના ચરણો લગભગ કુંતામાતાના ચરણોને મળતાજ હતા, એ મને નિશ્ચય ખાત્રી છે અને તેના ચરણો જોતાં મને વિચાર પણ આવતો કે, આ કર્ણના તથા કુંતીના ચરણો કયા હેતુથી લગભગ સરખાજ હશે? પરંતુ ખૂબ વિચાર કરતાં કોઇ રીતે પણ તેનું કારણ હું સમજી શકયો ન હતો. એ તો ઠીક, પણ હે ભગવન્! હું આપને પૂછું છું કે, સંગ્રામમાં પૃથ્વી, તેના રથના પૈડાને શામાટે ગળી ગઇ હતી? શામાટે મારા ભાઇને તેવો શાપ થયો હતો? તે સર્વ વૃત્તાંત તમે મને કહો. તમારી પાસેથીજ તે સર્વ વૃત્તાંત યથાર્થ રીતે હું સાંભળવા ઈચ્છું છું; કારણ કે તમે સર્વજ્ઞ છો, આત્મવેત્તા છો અને તેથીજ આ લોકમાં કાર્યકારણના જ્ઞાનને તમે સંપૂર્ણપણે ધારણ કરો છો.

**ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં "કર્ણનું અભિજ્ઞાન" એ વિષયનો અધ્યાય ૧ લો સમાપ્ત.**

# अध्याय २ जो

## કર્ણને શાપ થવાનું કારણ

**॥ वैशंपायन उवाच ॥**

**स एव मुक्तस्तमुनिर्नारदो वदतां वरः ॥**
**कथयामास तत्सर्वं यथाशप्तः स सूतजः ॥१॥**

વૈશંપાયન બોલ્યાઃ—હે જનમેજય! યુધિષ્ઠિરે એ પ્રમાણે પૂછ્યું, એટલે વક્તાઓમાં શ્રેષ્ઠ મુનિ નારદ, સૂતપુત્ર કર્ણને જે રીતે શાપ થયો હતો, તે સર્વ વૃત્તાંત કહેવા લાગ્યા.[૧] નારદ કહે છેઃ—હે ભરતવંશી મહાબાહુ યુધિષ્ઠિર! તમે જે કહો છો તે તેમજ છે. કર્ણ તથા અર્જુનને માટે સંગ્રામમાં કોઈપણ કાર્ય અસહ્ય નજ કહી શકાય.[૨] હે નિર્દોષ રાજા! હવે તમે સાંભળો. કર્ણ તથા અર્જુનના વૈરના સંબંધની દેવોની એક ગુપ્ત વાત હું તમને કહું છું. એ વાત પૂર્વકાળની ઐતિહાસિક છે.[૩] હે રાજા! એક સમયે દેવોએ, શસ્ત્રપ્રહારથી મરણ પામીને પવિત્ર થયેલા ક્ષત્રિયો સ્વર્ગમાં કેવીરીતે જાય, આવો વિચાર કરીને, અન્યોન્ય વૈરાગ્નિને ઉદ્દીપન કરનાર એ કર્ણરૂપ કન્યાગર્ભને તેઓએ ઉત્પન્ન કર્યો.[૪] બાલ્યાવસ્થામાંજ તે કર્ણ, તેજઃસંપન્ન હતો અને લોકલજ્જાને લીધે કુંતીએ ત્યાગ કર્યા પછી સૂતના પુત્રતરીકે જગતમાં પ્રસિદ્ધ થયો હતો. અભ્યાસ કરવાની યોગ્ય વયે આવતાં તેણે આંગિરસ ગોત્રીઓમાં શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્યને ગુરુ બનાવીને ધનુર્વેદનો અભ્યાસ કર્યો હતો.[૫] હે રાજેંદ્ર! તે કર્ણ, પ્રથમથીજ ભીમસેનના બળનો, અર્જુનના ચાતુર્યનો, તમારી બુદ્ધિનો, નકુલસહદેવના વિનયનો, અર્જુનની શ્રીકૃષ્ણ સાથેની મિત્રતાનો તથા તમારેવિષે બંધાયલા પ્રજાઓના અનુરાગનો મનમાં વિચાર કરીને સદાકાળ બળ્યા કરતો હતો;[૬-૭] જેથી તેણે બાલ્યાવસ્થામાંજ રાજા દુર્યોધનની સાથે મિત્રતા કરી હતી અને તમારી સાથે, પૂર્વોક્ત દેવતાઓના સંકલ્પથી તથા પોતાના દ્વેષી સ્વભાવથી નિત્યને માટે વૈર બાંધ્યું હતું.[૮] વળી તેના જાણવામાં આવી ગયું હતું કે, અર્જુન, ધનુર્વેદમાં મારા કરતાં અધિક વીર્યવાન છે; જેથી એક સમયે એકાંતમાં દ્રોણાચાર્યને મળીને તેણે આ પ્રમાણે કહ્યું હતું કેઃ—[૯]"હે આચાર્ય! અર્જુનની સાથે હું યુદ્ધ કરું, આવો મારા મનમાં દૃઢ વિચારથયા કરે છે; માટે હું તમારી પાસેથી બ્રહ્માસ્ત્રના પ્રયોગને તથા ઉપસંહારને તેના રહસ્યની સાથે જાણવા ઇચ્છું છું.[૧૦] મને નિશ્ચય છે કે, તમારો પુત્રના પર તથા શિષ્યોના પર સમાન સ્નેહ રહેલો છે; માટે તમારા પ્રસાદથી અસ્ત્રકુશલ પુરુષો મને અસ્ત્રવિદ્યામાં અકુશલ ન કહે તેમ કરો અને મને બ્રહ્માસ્ત્રનો ઉપદેશ આપો."[૧૧] કર્ણે આ પ્રમાણે કહ્યું, એટલે અર્જુનપ્રત્યે અધિક સ્નેહ રાખનારા દ્રોણાચાર્ય, કર્ણના દુષ્ટ ભાવને મનથી જાણી લઈને આ પ્રમાણે બોલ્યા હતા કેઃ—[૧૨]"હે કર્ણ! જેણે યથાવિધિ બ્રહ્મચર્યવ્રતનું આચરણ કર્યું હોય તેવો બ્રાહ્મણ અથવા તપસ્વી ક્ષત્રિય, બ્રહ્માસ્ત્રને જાણવા યોગ્ય થઈ શકે છે; પરંતુ બ્રાહ્મણક્ષત્રિયથી ઈતર તારા જેવો સૂતપુત્ર, બ્રહ્માસ્ત્રને જાણવા અયોગ્ય છે."[૧૩]

દ્રોણાચાર્યનું એ વચન સાંભળ્યા પછી કર્ણ તેમની પ્રતિપૂજા કરીને આજ્ઞા લઇ તત્કાલ પરશુરામ પાસે જવા માટે મહેંદ્ર પર્વત તરફ ચાલી નીકળ્યો હતો.[૧૪] ત્યાં ગયા પછી "ગુરુ પોતાના પિતાતુલ્ય ગણાય છે" આવો મનમાં વિચાર કરી "હું ભૃગુગોત્રનો બ્રાહ્મણ આપને શિરસા પ્રણામ કરૂં છું" આમ કહીને કર્ણ, પરશુરામની સન્મુખ ઉભો રહ્યો.[૧૫] એટલે પરશુરામે તેને ગોત્રાદિકના સંબંધમાં કેટલાએક પ્રશ્નો પૂછ્યા અને તેને પોતાનાજ ગોત્રનો જાણી પ્રીતિપૂર્વક કહ્યું કે:-"તું ભલે આવ્યો, ઘણીજ ખુશીથી તું અહીં રહે." આમ કહીને તેમણે કર્ણને પોતાના શિષ્યતરીકે સ્વીકાર્યો.[૧૬] પછી કર્ણ, સ્વર્ગસરખા તે મહેન્દ્ર પર્વત ઉપર વસવા લાગ્યો; અને ત્યાં ગંધર્વો, રાક્ષસો, યક્ષો તથા દેવોની સાથે પણ પ્રતિદિન તેને સમાગમ થવા લાગ્યો.[૧૭] ત્યાં રહીને તેણે પરશુરામ પાસેથી વિધિપૂર્વક અસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરવા માંડયો ને દેવો, દાનવો તથા રાક્ષસોમાં પણ તે અત્યંત પ્રિય થઇ પડ્યો.[૧૮]

હવે એક સમયે એવું બન્યું કે, સૂર્યપુત્ર કર્ણ, તરવારને કેડે લટકાવીને તથા ધનુષ્યને હાથમાં લઇને આશ્રમની સમીપમાં આવેલા દક્ષિણસમુદ્રની પાસેના અરણ્યમાં એકલો ફરતો હતો.[૧૯] તેવામાં કોઈ અગ્નિહોત્રી બ્રહ્મવેત્તા બ્રાહ્મણની હોમકર્મમાં ઉપયોગી પદાર્થોને આપનારી એક ગાય, દૈવેચ્છાએ ત્યાં આવી ચઢી અને કર્ણે અજ્ઞાનથી તેને કોઈ આરણ્યક શિકારી પશુ માનીને મારી નાખી;[૨૦] પરંતુ સમીપમાં જતાં તેને જણાયું કે, અજ્ઞાનથી મેં ગાયનો વધ કર્યો છે, જેથી તે, એ ગાયના માલીક બ્રાહ્મણ પાસે જઈને પોતે કરેલા ગોવધને નિવેદન કરી તેને પ્રસન્ન કરવા લાગ્યો અને આવું વચન બોલ્યો:-[૨૧] હે ભગવન્ ! મેં કેવળ અજ્ઞાનથીજ આપની હોમધેનુનો વધ કર્યો છે, તો મારા તે અપરાધની ક્ષમા કરવા આપ મારાપર કૃપા કરો." કર્ણે આવાં પુનઃ પુનઃ નમ્ર વચનો કહ્યાં, છતાં પણ તે બ્રાહ્મણ તેનાપર ક્રોધે ભરાયો અને વાણીથી તેને ધિક્કારી કાઢી બોલ્યો કે:-"ઓ દુરાચારિ! અરે ઓ દુર્મતિ ! આ અપરાધથી તારો વધ કરવો તેજ યોગ્ય છે, માટે તારા આ પાપી કર્મનું તને અવશ્ય ફળ મળશે.[૨૨,૨૩] તું જે પુરુષની સાથે સ્પર્ધા કરે છે અને તું જે પુરુષનો પરાજય કરવા માટે અહર્નિશ આવો યત્ન કર્યા કરે છે, તે પુરુષની સાથે જ્યારે તું યુદ્ધ કરીશ ત્યારે, ઓ પાપી ! તારા રથના પૈડાને પૃથ્વી ગળી જશે-તારા રથનું પૈડું પૃથ્વીમાં પેસી જશે.[૨૪] ઓ નરાધમ! પછી તે સમયે તું જ્યારે હાવરો બાવરો બની જઇશ, ત્યારે તારો એ શત્ર પરાક્રમ કરીને તારા મસ્તકને કાપી નાખશે. ઓ મૂઢ ! જા, અહીંથી હવે ચાલ્યો જા. તેં પ્રમત્ત અવસ્થામાં મારી હોમધેનુનો વધ કર્યો છે, માટે તું પણ જે સમયે પ્રમત્ત અવસ્થામાં હોઇશ તે સમયે તારો શત્રુ તારૂં મસ્તક છેદી નાખશે."[૨૫,૨૬] બ્રાહ્મણે આ રીતે શાપ આપ્યો એટલે કર્ણ ગાયો, ધન અને રત્નોનું દાન આપીને તેને પ્રસન્ન કરવા લાગ્યો; ત્યારે પુનઃ તે બ્રાહ્મણ કહેવા લાગ્યો:-"અલ્યા ઓ! મારૂં વચન કદીપણ મિથ્યા થશે નહિ, રે! સર્વ લોકો એકઠા મળશે તોપણ મારા શાપને મિથ્યા કરી શકશે નહિ; માટે તારે અહીંથી જવું હોય તો જા, ઉભા રહેવું હોય તો ઉભો રહે અથવા જે કંઇ તારે કરવું હોય તે કર."[૨૭,૨૮] બ્રાહ્મણે આમ કહ્યું એટલે કર્ણ, દીનતાથી નીચું મુખ કરીને મનમાં તે શાપવિષેનોજ વિચાર કરતો કરતો પરશુરામ પાસે ગયો.[૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમાં "કર્ણને શાપ" એ વિષયનો અધ્યાય ૨ જો સમાપ્ત.

---

## અધ્યાય ૩ જો

### કર્ણને બ્રહ્માસ્ત્રની પ્રાપ્તિ

॥ नारद उवाच ॥

कर्णस्य बाहुवीर्येण प्रणयेन दमेन च ॥
तुतोष भृगुशार्दूलो गुरुशुश्रूषया तथा ॥ १ ॥

નારદ કહે છેઃ-હે યુધિષ્ઠિર રાજા ! કર્ણના

બાહુબળથી, વિનયથી, ઇંદ્રિયનિગ્રહથી અને ગુરુસેવાથી ભૃગુકુલશ્રેષ્ઠ પરશુરામ તેનાપર પ્રસન્ન થયા;[૧] જેથી તપસ્વી પરશુરામે, અંગ, પ્રત્યંગ, દેવતારાધન અને રહસ્યસહિત સંપૂર્ણ બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરતાં અને ઉપસંહાર કરતાં તપસ્વી કર્ણને શાંતિપૂર્વક શીખવી દીધું.[૨] આ રીતે બ્રહ્માસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કર્યાપછી કર્ણ,આનંદથી પરશુરામના આશ્રમમાં રહેવા લાગ્યો અને પોતે અદ્ભુત પરાક્રમી હોવાથી ધનુર્વેદનો યત્નપૂર્વક અભ્યાસ કરવા લાગ્યો.[૩] તે પછી કોઈએક સમયે ઉપવાસથી શરીરે કૃશ થયેલા બુદ્ધિમાન પરશુરામ કર્ણની સાથે આશ્રમમાં ફરતા હતા.[૪] ફરતાં ફરતાં ગુરુ પરશુરામ શરીરની કૃશતાને લીધે થાકી ગયા, જેથી કર્ણના ખોળામાં મસ્તક મૂકીને નિદ્રાધીન થઇ ગયા; કારણ કે પરશુરામને કર્ણના પર સંપૂર્ણ વિશ્વાસ અને પ્રેમ ઉત્પન્ન થઇ ગયો હતો.[૫] તેવામાં કર્ણના દુર્દૈવના યોગે એવું બન્યું કે, કોઇએક તીક્ષ્ણ દંશ કરનારો ક્રૂર ભ્રમરો કે જે મેદ, માંસ અને રુધિરનું ભોજન કરનારો હતો, તે ઉડતો ઉડતો કર્ણની સમીપમાં આવ્યો અને તેની સાથળપર બેઠો. તે ભયંકર ભ્રમરાએ રુધિર પીવાની ઇચ્છાથી કર્ણની સાથળને ઉતરડી નાખી; પરંતુ કર્ણ, ગુરુની નિદ્રાનો ભંગ થશે, આવા ભયથી તેને ઉરાડી શક્યો નહિ, તેમ મારી પણ શક્યો નહિ.[૬,૭] હે ભરતવંશી યુધિષ્ઠિર ! તે ભ્રમરાએ, કર્ણની સાથળપર ઉપરાઉપરી દંશ કરવા માંડ્યા, છતાં સૂર્યપુત્ર કર્ણે, ગુરુ જાગી જાય, તેવી શંકાથી તેની ઉપેક્ષાજ કરી.[૮] ભ્રમરાના દંશની વેદના ઘણીજ અસહ્ય હતી, તોપણ કર્ણે ધૈર્યથી તેને સહ્યા કરી અને લગારે ડગમગ્યાવિના અથવા ગભરાયાવિના પરશુરામના મસ્તકને તેમનું તેમ ખોળામાં ધારણ કરી રાખ્યું;[૯] પરંતુ તેના રુધિરથી ભૃગુકુલધુરંધર પરશુરામનું શરીર જ્યારે રેબઝેબ થઇ ગયું, ત્યારે તેજસ્વી એવા તે પરશુરામ એકાએક જાગી ઉઠયા અને સંત્રસ્ત થઇને બોલી ઉઠયાઃ– [૧૦] "અહો! આ રુધિરથી હું અપવિત્ર થયો છું. બોલ, તેં આ શું કર્યું? તું નિર્ભય થઇને સત્ય વાત મને કહી દે."[૧૧] તે સાંભળી કર્ણે, પોતાની સાથળપર ભ્રમરાએ દંશ કર્યો હતો, તે વાત તેમને કહી સંભળાવી અને પરશુરામે પણ ડુક્કર સરખા પુષ્ટ તે ભ્રમરાને સમીપમાં જોયો.[૧૨]એ ભ્રમરાને આઠ પગ હતા, તીક્ષ્ણ દાઢ હતી, સર્વાંગે સોયની પેઠે તીક્ષ્ણ અણીવાળાં રૂવાંટાંથી તે વ્યાપ્ત હતો અને તેનું નામ 'અલર્ક' હતું.[૧૩] પરશુરામે તે ભ્રમરાને માત્ર જોયો, તેવામાં તો તેના પ્રાણ ચાલ્યા ગયા અને તેનું ગતપ્રાણ શરીર, તત્કાળ રુધિરથી તરબોળ થઈ ગયું,એ એક આશ્ચર્યની વાત બની હતી;[૧૪] અને તેજ સમયે આકાશમાં ઇચ્છાનુસાર રૂપને ધારણ કરનારો એક ભયંકરસ્વરૂપ રાક્ષસ દેખાયો કે જેની ગ્રીવા(ડોક)લાલ રંગની હતી, શરીર શ્યામ વર્ણનું હતું અને મેઘના ઉપર તે બેઠો હતો;[૧૫] જેની મનઃકામના સંપૂર્ણ થયેલી હતી એવો તે રાક્ષસ, બે હાથ જોડીને પરશુરામને કહેવા લાગ્યોઃ–"હે ભૃગુકુલશ્રેષ્ઠ મહામુનિ! આપનું કલ્યાણ થાઓ. હું જ્યાંથી આવ્યો હતો ત્યાં હવે જાઉં છું.[૧૬] આપે મને આ નરકાગારમાંથી મુક્ત કર્યો છે, આપે મારૂં પ્રિય કર્યું છે અને આપને હું પ્રણામ કરૂં છું."[૧૭] રાક્ષસે આમ કહ્યું એટલે મોટી ભુજાવાળા પ્રતાપી પરશુરામે તેને કહ્યું:–"અરે! પણ તું કોણ છે? અને શા કારણથી આ નરકાગારમાં તું પડયો હતો? તે મને કહે."[૧૮] તે સાંભળી રાક્ષસ બોલ્યોઃ–"હું પૂર્વે સત્યયુગમાં દંશ નામનો એક મહાસુર હતો. તે સમયે મારી વય લગભગ તમારા પિતા ભૃગુ ઋષિના સમાનજ હતી. મેં એ ભૃગુ ઋષિની પ્રિય પત્નીનું બલાત્કારે હરણ કર્યું હતું, જેથી મહર્ષિ ભૃગુના શાપને લીધે હું કીડો થઇને પૃથ્વીપર પડયો.[૧૯,૨૦] તમારા પૂર્વ પિતામહ ભૃગુ ઋષિએ મને શાપ આપતાં ક્રોધપૂર્વક કહ્યું હતું કે, "ઓ પાપી! તું મળમૂત્રનું ભક્ષણ કરનાર એક કીડો થઇને નરકમાં પડ." તેમણે મને આવો શાપ આપ્યો એટલે મેં તેમને નમ્ર થઇને પૂછ્યું કે, "હે બ્રહ્મન્! આ શાપમાંથી મારી મુક્તિ ક્યારે થશે?" આના ઉત્તરમાં ભૃગુ ઋષિએ કહ્યું કે:–

"અમારા ગોત્રમાં ઉત્પન્ન થયેલા પરશુરામ આ શાપમાંથી તને મુક્ત કરશે." આ રીતે હું આ અમંગલ એવી નીચ યોનિમાં અવતર્યો હતો અને હે મહાત્મન્! આપનો સમાગમ કરીને એ પાપયોનિમાંથી મુક્ત થયો છું."[૨૧-૨૩] આ પ્રમાણે પરશુરામને કહીને તે મહાસુર તેમને નમસ્કાર કરી પોતાને સ્થાનકે ગયો; તે પછી પરશુરામે ક્રોધ કરીને કર્ણને કહ્યું:– "અલ્યા ઓ મૂઢ! તારી સાથળ આ રીતે અત્યંત કોચાઈ ગઇ ત્યાંસુધી મહાન દુઃખ તેં સહન કર્યું, તે પરથી જણાય છે કે, તું બ્રાહ્મણજાતિનો નથી. બ્રાહ્મણ, આવું મહાન દુઃખ કદી સહન કરી શકે નહિ. તારૂં ધૈર્ય કોઈ ક્ષત્રિયના જેવું દેખાય છે; માટે બોલ, તું કોણ છે? તારી જાતિના સંબંધમાં જેવું હોય તેવું સત્ય કહી દે."[૨૪,૨૫] પરશુરામનાં આવાં ક્રોધભરેલાં વચનો સાંભળી કર્ણ, શાપની દહેશતથી ભયભીત બની ગયો અને તેમને પ્રસન્ન કરતો બોલ્યો:–"હે ભૃગુવંશી મહાત્મન્! આપ જાણો કે, હું બ્રાહ્મણ અને ક્ષત્રિયથી ઈતર–સૂતજાતિમાં ઉત્પન્ન થયો છું અને મને "રાધાપુત્ર કર્ણ" આવા નામથી મનુષ્યો પૃથ્વીપર ઓળખે છે. હે બ્રહ્મન્! અસ્ત્ર મેળવવાના લોભથી મેં આપની પાસે અસત્ય ભાષણ કર્યું છે; પણ ખરૂં જોતાં હું આપની પાસે અસત્ય બોલ્યોજ નથી; કારણ કે વેદવિદ્યાને આપનાર સમર્થ ગુરુને પિતાતરીકેજ માનેલા છે, એમાં સંદેહ નથી. આ શાસ્ત્રવચન પ્રમાણે મેં આપની પાસે "હું ભૃગુકુળનો બ્રાહ્મણ છુ" આમ ગોત્રોચ્ચાર કર્યો છે, માટે આપ મારા ઉપર કૃપા કરો."[૨૮] કર્ણનાં એ વાક્યો સાંભળી ભૃગુશ્રેષ્ઠ પરશુરામ રોષથી જાણે બાળી નાખતા હોય તેમ, દીન અવસ્થાએ બે હાથ જોડીને પૃથ્વીપર પડેલા કંપાયમાન કર્ણને ઉદ્દેશીને બોલ્યાઃ–[૨૯] "ઓ મૂઢ કર્ણ! તેં અસ્ત્ર મેળવવાના લોભથી મિથ્યા ઉપચારવચનો કહીને મને છેતર્યો છે અને તારી જાતને ગુપ્ત રાખી તેં મારી પાસેથી બ્રહ્માસ્ત્ર મેળવ્યું છે; માટે તું જ્યારે તારા સમાન પુરુષની સામે યુદ્ધ કરવા ઉતરીશ, ત્યારે લગભગ પ્રાણાંતસમયે એ બ્રહ્માસ્ત્રનું તને સ્મરણ રહેશે નહિ; પરંતુ તે સિવાયના સમયે એ અસ્ત્રનું તને સ્મરણ રહેશે. તેનું કારણ એજ છે કે, બ્રાહ્મણથી ઇતર જાતિના પુરુષની પાસે બ્રહ્માસ્ત્ર, તેના મરણપર્યંત કદી રહેતું નથી.[૩૦,૩૧] હવે તું અહીંથી ચાલ્યો જા. અસત્ય ભાષણ કરનાર મનુષ્ય આ સ્થાનમાં કદી રહી શકતો નથી. તેં આજ દિવસસુધી મારી સેવા સારી કરી છે,તેને માટે હું તને આશીર્વાદ આપું છું કે, પૃથ્વીમાંહેનો કોઈપણ ક્ષત્રિય, યુદ્ધમાં તારી તુલના કરી શકશે નહિ."[૩૨] પરશુરામે એ પ્રમાણે કહ્યું એટલે કર્ણ, તેમને પ્રણામ કરી ત્યાંથી ચાલી નીકળ્યો અને દુર્યોધનની પાસે આવીને તેણે કહ્યું કે, મેં બ્રહ્માસ્ત્ર મેળવ્યું છે.[૩૩]

**ઈતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસનપર્વમાં "કર્ણને અસ્ત્રની પ્રાપ્તિ" એ વિષયનો અધ્યાય ૩ જો સમાપ્ત.**

# અધ્યાય ૪ થો

## દુર્યોધને સ્વયંવરમાંથી કરેલું કન્યાહરણ.

॥ नारद उवाच ॥

**कर्णस्तु समवाप्यैवमस्त्रं भार्गवनंदनात् ॥**
**दुर्योधनेन सहितो मुमुदे भरतर्षभ ॥१॥**

નારદ કહે છેઃ–હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર! એ રીતે કર્ણ, પરશુરામ પાસેથી બ્રહ્માસ્ત્ર મેળવીને દુર્યોધનની સાથે આનંદથી રહેવા લાગ્યો.[૧] હે રાજન્! કેટલોએક સમય વીત્યા પછી કલિંગ દેશમાં, રાજા ચિત્રાંગદે, પોતાની કન્યાનો સ્વયંવર આરંભ્યો; અને તેની રાજધાની રાજપુર નગરમાં સેંકડો અને હજારો રાજાઓ કન્યાને મેળવવાના લોભથી એકઠા મળ્યા.[૨,૩] રાજા દુર્યોધનના સાંભળવામાં પણ આવ્યું કે, રાજપુર નગરમાં સ્વયંવરના મહોત્સવનિમિત્તે સર્વ રાજાઓ એકઠા થયા છે, જેથી તે પોતે પણ સુવર્ણજડિત રથમાં બેસીને કર્ણની સાથે ત્યાં ગયો.[૪] હે મહારાજ! જ્યારે ત્યાં સ્વયંવરનો મહોત્સવ ચાલુ થયો, ત્યારે શિશુપાલ, જરાસંધ, ભીષ્મક,

વક્ર, કપોતરોમા, નીલ,દઢ પરાક્રમી રુક્મિ,મહારાજા શૃગાલ,સ્ત્રીરાજ્યનો(કામરૂપ દેશનો) અધિપતિ રાજા અશોક, શતધન્વા, વીર ભોજરાજા અને બીજા ઘણા દક્ષિણ દિશાના રાજાઓ,મ્લેચ્છ રાજાઓ, પૂર્વ દિશાના રાજાઓ અને ઉત્તર દિશાના રાજાઓ કન્યાનિમિત્તે મંડપમાં આવી પહોંચ્યા.[૫-૮] તે સર્વ રાજાઓએ સુવર્ણનાં બાજુબંધો ધારણ કર્યાં હતાં, સર્વ રાજાઓની કાંતિ શુદ્ધ સુવર્ણના જેવી હતી, સર્વનાં શરીરો ઘણાંજ તેજસ્વી હતાં અને સર્વે વ્યાઘ્રના જેવા બલોત્કટ હતા.[૯] હે ભારત ! આ બધા રાજાઓ મંડપમાં આવીને બેસી ગયા,એટલે પોતાની ધાવમાતાની સાથે તથા અંતઃપુરનું રક્ષણ કરનારા નાજરો-(હીજડા)ની સાથે કન્યા રંગમંડપમાં દાખલ થઈ.[૧૦] પછી ભિન્ન ભિન્ન દેશના મહારાજાઓનાં નામો તે કન્યાને સંભળાવવામાં આવ્યાં અને ઇચ્છિત વરને વરનારી તે કન્યાને સર્વ રાજાઓની આગળ અનુક્રમે લઇ જવામાં આવી. સુંદર વર્ણવાળી તે રાજકન્યા, એક પછી એક બધા રાજાઓનું ઉલ્લંઘન કરી છેક દુર્યોધન પાસે આવી, પરંતુ તેનો પણ ત્યાગ કરીને તે આગળ વધી.[૧૧] કુરુવંશી દુર્યોધન પોતાનું તે અપમાન સહન કરી શક્યો નહિ. તેણે સર્વ રાજાઓને નહિ ગણકારીને તે કન્યાને આગળ જતાં અટકાવી અને ભીષ્મ તથા દ્રોણના આશ્રયથી અને પોતાના વીર્યના મદથી મત્ત બની જઇને પોતાના રથમાં બેસાડી દઇ રાજકન્યાનું હરણ કર્યું.[૧૨,૧૩] હે મહાપુરુષ યુધિષ્ઠિર ! તુરતજ જેણે તરવાર લટકાવી હતી અને જેણે ચંદનઘોના ચામડાનાં મોજાં હાથે બાંધ્યાં હતાં એવો શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ ગણાયલો કર્ણ પણ રથમાં બેસીને દુર્યોધન રાજાની પાછળ ચાલી નીકળ્યો.[૧૪] તેવામાં સર્વ રાજાઓમાં યુદ્ધ કરવાની ઇચ્છાથી મોટી ભારે ચળવળ ચાલુ થઇ ગઇ. પોતપોતાનાં કવચો પહેરીને તથા રથો જોડાવીને સર્વ રાજાઓ કર્ણ અને દુર્યોધનની પાછળ દોડી ગયા; ને મેઘો જેમ બે પર્વતોપર વૃષ્ટિ કરે તેમ, તેઓ બન્નેના પર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.[૧૫,૧૬] આ રીતે પોતાનાપર ચઢી આવેલા તે રાજાઓને જોઇને કર્ણ, માત્ર એક એક બાણ મારીને તેઓનાં ધનુષ્યોને તથા સંખ્યાબંધ બાણોને ટપોટપ પૃથ્વીપર પાડવા લાગ્યો.[૧૭] યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવા કર્ણે, જોતજોતામાં તો ધનુષવિનાના કેટલાએક રાજાઓને, ઉગામેલા ધનુષવાળા કેટલાએક રાજાઓને તથા બાણ,શક્તિ અને ગદાઓને ધારણ કરનારા કેટલાએક રાજાઓને પોતાની ચતુરાઇથી આકુળવ્યાકુળ કરી દીધા અને લગભગ બધાઓના સારથીઓનો નાશ કરી નાખી સર્વ રાજાઓનો પરાજય કર્યો.[૧૮,૧૯] આવી દુર્દશા થવાથી તે રાજાઓનાં મન પડી ભાંગ્યાં અને "અમારી રક્ષા કરો, રક્ષા કરો" આવી બૂમો પાડીને પોતેજ ઘોડાઓને દોડાવી મૂકીને તેઓ રણસંગ્રામને છોડી ગયા.[૨૦] રાજા દુર્યોધન તો કર્ણની રક્ષાતળે રહીને હરખાતો હરખાતો કન્યાને લઇને હસ્તિનાપુર તરફ ચાલ્યો ગયો.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમાં "દુર્યોધને સ્વયંવરમાંથી કરેલું કન્યાહરણ" એ વિષયનો અધ્યાય ૪ થો સમાપ્ત.

## अध्याय ५ मो

### કર્ણનું પરાક્રમ

॥ नारद उवाच ॥

आविष्कृतबलं कर्णं श्रुत्वा राजा स मागधः॥
आह्वयद्द्वैरथेनाजौ जरासंधो महीपतिः ॥१॥

નારદ કહે છેઃ-હે યુધિષ્ઠિર રાજા ! દુર્યોધને કરેલા કન્યાહરણમાં કર્ણે પોતાનું બળ પ્રકટ કર્યું, એ વાત મગધદેશના રાજા જરાસંધના સાંભળવામાં આવી, જેથી તેણે કર્ણને દ્વંદ્વ યુદ્ધ કરવા માટે બોલાવ્યો.[૧] એટલે એક સ્થાને એકઠા મળી તેઓ બન્ને દિવ્ય અસ્ત્રોને જાણનારા યોદ્ધાઓનું યુદ્ધ થવા લાગ્યું. એ યુદ્ધમાં અન્યોન્યના પર અનેક જાતનાં આયુધોની વૃષ્ટિ કરતાં કરતાં તેઓ બન્નેની પાસે બાણો ખૂટી પડયાં અને ધનુષ્યો તથા તરવારો પણ ભાંગી

પડી, જેથી બળસંપન્ન એવા તેઓ બન્ને યોદ્ધા પૃથ્વીપર ઉભા રહીને બાહુયુદ્ધ કરવા લાગ્યા.[૨,૩] તેમાં કર્ણે બાહુકંટક* નામની યુદ્ધરીતિથી જરા રાક્ષસીએ સાંધેલા જરાસંધના શરીરના સાંધાને તોડી નાખ્યો.[૪] રાજા જરાસંધે પોતાના શરીરને ચીરી નાખવારૂપ વિકારને જોઇને કર્ણ સાથેનું વૈર છોડી દીધું અને "હું તારાપર પ્રસન્ન થયો છું" આમ કર્ણને તેણે કહ્યું.[૫] વળી વધારામાં હે પુરુષસિંહ યુધિષ્ઠિર ! જરાસંધે અંગદેશમાં આવેલી માલિની નામની નગરી પ્રીતિપૂર્વક કર્ણને અર્પણ કરી, જેથી કર્ણ શત્રુઓનો પરાજય કરી અંતે રાજા થયો.[૬] તે પછી શત્રુઓના સૈન્યને પીડા કરનારો કર્ણ, દુર્યોધનની સંમતિથી ચંપાનગરીનું રાજ્ય પણ કરતો હતો, તે વાત તમારા જાણવામાંજ છે.[૭] આ રીતે કર્ણ પોતાના શસ્ત્રોના પ્રતાપથી પૃથ્વીમાં વિખ્યાત થયો હતો અને તેની પાસે સાક્ષાત્ દેવરાજાએ પણ તમારૂં હિત કરવા માટે દિવ્ય કવચની તથા કુંડલોની ભિક્ષા માગી હતી.[૮] દેવોની માયાથી મોહિત થયેલા કર્ણે પણ સાક્ષાત્ દેવરાજાને પોતાને ત્યાં ભિક્ષા માગવા આવેલો જાણી અભિમાનમાં ને અભિમાનમાં પોતાના જન્મની સાથેજ ઉત્પન્ન થયેલાં કુંડલોને તથા દિવ્ય કવચને દાનમાં આપી દીધાં હતાં;[૯] જેથી કર્ણ, પોતાના જન્મની સાથે ઉત્પન્ન થયેલાં કવચ-કુંડલથી રહિત થયો હતો અને તે કારણથીજ શ્રીકૃષ્ણના દેખતાં અર્જુન તેને મારી શક્યો હતો.[૧૦] વળી તેને પરશુરામના આશ્રમમાં વસતી વેળા બ્રાહ્મણનો શાપ થયો હતો, મહાત્મા પરશુરામે પણ પોતાની પાસે અસત્ય જાતિ જણાવવાના કારણથી તેને શાપ આપ્યો હતો, માતા કુંતાએ પોતાના ચાર પુત્રોને નહિ મારવા માટે તેની પાસેથી વરદાન મેળવ્યું હતું, ઇંદ્રે માયા કરીને તેને મોહિત કર્યો હતો તથા તેનાં કવચકુંડલને પડાવી લીધાં હતાં. પિતામહ ભીષ્મે અર્ધરથી કહીને તેનું અપમાન કર્યું હતું, શલ્ય રાજાએ તેના તેજનું હરણ કર્યું હતું અને શ્રીકૃષ્ણે તેના રથના પૈડાને પૃથ્વીમાં પેસી ગયેલું જોઇ તેને મારવા માટે અર્જુનને પ્રેરણા કરીને નીતિનો ઉપયોગ કર્યો હતો, જેને લીધે સૂર્યસમાન તેજસ્વી વૈકર્તન કર્ણને, ગાંડીવ ધનુર્ધારી અર્જુને શંકર, ઇંદ્ર, યમ, વરુણ, કુબેર, દ્રોણાચાર્ય અને મહાત્મા કૃપાચાર્યની પાસેથી મેળવેલાં દિવ્ય અસ્ત્રોના પ્રતાપથી યુદ્ધમાં મારી નાખ્યો છે.[૧૧-૧૪] હે પુરુષવ્યાઘ્ર યુધિષ્ઠિર! આ રીતે કર્ણને શાપ થયો હતો અને તેને ઇંદ્ર આદિ ઘણા લોકોએ છેતર્યો હતો તેથીજ યુદ્ધમાં તે મરણ પામ્યો છે, માટે તે શોક કરવા યોગ્ય નથી.[૧૫]

**ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમાં "કર્ણના પરાક્રમનું કથન" એ વિષયનો અધ્યાય ૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૬ ઠ્ઠો

## જગતમાંહેની સર્વ સ્ત્રીઓને યુધિષ્ઠિરનો શાપ

**॥ वैशंपायन उवाच ॥**

**एतावदुक्त्वा देवर्षिर्विरराम स नारदः ॥**
**युधिष्ठिरस्तु राजर्षिर्दध्यौ शोकपरिप्लुतः ॥१॥**

વૈશંપાયન બોલ્યાઃ-હે જનમેજય ! દેવર્ષિ નારદ, આટલું કહીને બોલતા બંધ થઈ ગયા; અને રાજા યુધિષ્ઠિર તો શોકમાં ગરકાવ બની જઈને વિચારગ્રસ્તજ બની ગયા.[૧] એ સમયે રાજા યુધિષ્ઠિર મનમાં દીન થઇ ગયા હતા, શોકને લીધે ભાનવિનાના થઇ ગયા હતા, તેમનાં નેત્રોમાં અશ્રુઓ ભરાઈ આવ્યાં હતાં અને ઘણાજ આતુર થઈ જઇને સર્પની પેઠે નિઃશ્વાસ નાખતા હતા.[૨] રાજાની આવી સ્થિતિ જોઇ

* જે યુદ્ધમાં બળવાન શત્રુ પોતાના દુર્બળ શત્રુના શરીરને કેવડાના પાંદડાની પેઠે ચીરી નાખે, તે યુદ્ધને બાહુકંટક યુદ્ધ કહે છે. યુદ્ધશાસ્ત્ર કહે છેઃ-"एकां जंघां पदाक्रम्य परामुद्यम्य प्राण्यते। केतकीपत्रवच्छत्रुर्युद्धं तद् बाहुकंटकम्" શત્રુની એક જાંઘને પગથી દબાવીને તથા બીજી જાંઘને ઉંચે ખેંચીને તેના શરીરને વચમાંથી કેવડાના પાંદડાની પેઠે જેમાં ચીરી નાખવામાં આવે તે યુદ્ધને 'બાહુકંટક' યુદ્ધ કહે છે. નીલકંઠ.

જેનાં સર્વ અંગોમાં શોક વ્યાપી ગયો હતો અને જેની ચેતના દુઃખને લીધે નષ્ટ થઇ ગઇ હતી એવાં કુંતામાતા મિષ્ટ વાણીથી આવું સમયોચિત અર્થવાળું વચન બોલ્યાં;[૩] હે મહાબાહુ યુધિષ્ઠિર ! તારે એ કર્ણનો શોક કરવો યોગ્ય નથી. તું મહાબુદ્ધિમાન છે, માટે શોકનો ત્યાગ કર અને આ મારૂં વચન સાંભળ.[૪] તે કર્ણને મેં પૂર્વે કહ્યું હતું કે, યુધિષ્ઠિર આદિ પાંડવો, તારા નાના ભાઈઓ છે અને નાના ભાઈઓનું રક્ષણ કરવું તે તારો ધર્મ છે; માટે તું તેઓની સાથે ભ્રાતૃભાવથી વર્તન કર, તેમજ ધાર્મિકોમાં શ્રેષ્ઠ એવા તે કર્ણના પિતા સૂર્યદેવે પણ હિત ઇચ્છનારા સંબંધીએ જે કહેવું ઘટે તે સર્વ તેને કહ્યું હતું. કોઈ સમયે સ્વપ્નામાં આવીને તથા કોઇ સમયે મારી સમક્ષ પણ સૂર્યનારાયણે તેને હિતોપદેશનાં વચનો કહ્યાં હતાં.[૫,૬] આ રીતે મેં અને સૂર્યદેવે અનેક સ્નેહકારક વચનો કહ્યાં હતાં, છતાં તે કર્ણને અમે શાંત કરી શકયાં ન હતાં, અથવા તારી સાથે તેની એકતા પણ કરી શકયાં ન હતાં;[૭] કારણ કે તે કર્ણ કાળના સપાટામાં સપડાઈ ગયો હતો અને તેથીજ વૈરનો ઉદ્ધાર કરવામાં તે આસક્ત થયો હતો. વળી તે તમારૂં અપ્રિય કરનારો હતો, જેથી મેં તેની ઉપેક્ષા કરી હતી.[૮] પોતાની માતાએ આ પ્રમાણે કહ્યું, તોપણ ધર્માત્મા ધર્મરાજાનાં નેત્રો અશ્રુઓથી ઉભરાઇ જવા લાગ્યાં અને તેમની ઇંદ્રિયો શોકથી વ્યાકુળ થઇ ગઈ.[૯] પછી તેમણે કહ્યું કેઃ—" ઓ માતા ! તમે કર્ણના જન્મના વૃત્તાંતને આજદિનપર્યંત ગૂઢ રાખીને મને મહાન વ્યથા ઉપજાવી છે."[૧૦] આમ કહીને મહાતેજસ્વી યુધિષ્ઠિર રાજાએ જગતની સર્વ સ્ત્રીઓને શાપ આપ્યો કે, "આજથી આરંભી જગતની કોઇપણ સ્ત્રી પોતાના હૃદયમાં ગુપ્ત વાત રાખી શકશે નહિ." પછી રાજા યુધિષ્ઠિર પોતાના પુત્રોનું, પૌત્રોનું, સંબંધીઓનું તથા સુહૃદોનું સ્મરણ કરીને દુઃખસંપન્ન થઇ ગયા, તેમના હૃદયમાં ઘણોજ ઉદ્વેગ થવા લાગ્યો, તેમનું ચિત્ત અત્યંત ઉદાસ થઇ ગયું તેમનો આત્મા શોકથી ઘેરાઇ ગયો અને પોતે બુદ્ધિમાન હતા છતાં ધૂમાડાવાળા અગ્નિનીપેઠે ધુંધવાઇ જઇને સંતાપથી પીડાવા લાગ્યા તથા અત્યંત ખિન્ન થઈગયા.

**ઇતિ શ્રીમહાભારતમાં શાંતિપર્વાંતર્ગત રાજધર્માનુશાસન પર્વમાં 'સ્ત્રીઓને શાપ' એ વિષયનો અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત.**

---

# अध्याय ७ मो

## રાજ્યનો ત્યાગ કરી હું વનમાં ચાલ્યો જઇશ.

**॥ वैशंपायन उवाच ॥**

**युधिष्ठिरस्तु धर्मात्मा शोकव्याकुल चेतनः ॥**
**शुशोचदुःखसंतप्तः स्मृत्वा कर्णं महारथम्॥१॥**

વૈશંપાયન બોલ્યાઃ—હે જનમેજય! શોકથી મનમાં વ્યાકુલ થયેલા ધર્માત્મા યુધિષ્ઠિર રાજા મહારથી કર્ણને યાદ કરી દુઃખસંતપ્ત થઇને શોક કરવા લાગ્યા.[૧] દુઃખ અને શોકના આવેશથી વારંવાર નિશ્વાસ નાખતા અને શોકથી કૃશ થયેલા તે રાજા, અર્જુન સામે જોઇને આ પ્રમાણે કહેવા લાગ્યા.[૨]

યુધિષ્ઠિર બોલ્યાઃ—"ઓ અર્જુન ! યાદવ અને અંધકવંશના રાજાઓના નગરમાં ભટકીને જો આપણે ભિક્ષાચરણ કર્યું હોત તો આ સમયે આપણા સંબંધીઓના પુરુષોનો નાશ કરીને આવી દુર્ગતિને પામ્યા ન હોત.[૩] અરેરે! જ્ઞાતિઓનો વધ કરીને આપણે હતભાગ્ય બન્યા છીએ. અરે! આપણા શત્રુ કૌરવો ભાગ્યસંપન્ન થયા છે—તેઓનો અર્થ સિદ્ધ થયો છે. આપણે તો કેવળ આપણો પોતાનોજ નાશ કરીને ધર્મનું શું ફળ પ્રાપ્ત કર્યું છે ?[૪] હાય ! ધિક્કાર છે ક્ષત્રિયોના આચારને, ધિક્કાર છે ક્ષત્રિયોના બળને અથવા પુરુષાર્થને અને ધિક્કાર છે ક્ષત્રિયોની અસહિષ્ણુતાને કે જેને લીધે આપણે આવી આપત્તિમાં ધકકેલાઇ પડયા છીએ.[૫] મને નિશ્ચય થાય છે કે ક્ષત્રિયોનો ધર્મજ નિંદ્ય છે; પણ ક્ષમા, ઇંદ્રિયનિગ્રહ, કાયિક વાચિક પવિત્રતા, વૈરાગ્ય, અમત્સર, અહિંસા અને સત્યભાષણ—આ નિયમો જેઓને માટે નિત્ય હોય છે, તેવા વનવાસીઓનો

નારદે કહ્યું:–"તમે સ્વયંભૂ છો, છતાં જેને માટે તમે ધર્મને ત્યાં ચાર સ્વરૂપે અવતાર લીધો છે, તે લોકોનું હિત કરવારૂપ કાર્ય તમે સિદ્ધ કરો. હું તમારી આદ્યમૂર્તિનાં દર્શન કરવામાટે હમણાં શ્વેતદ્વીપમાં જાઉં છું.[૨] હે લોકના નાથ! હું નિત્ય ગુરુઓની પૂજા કરૂં છું, મેં બીજાની ગુહ્યવાત કદી પ્રકટ કરી નથી, વેદોનું અધ્યયન સારી રીતે કર્યું છે, તપશ્ચરણ કર્યું છે, અસત્ય ભાષણ કદી કર્યું નથી, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્તીને હાથ, પગ, ઉદર અને ઉપસ્થ–એ ચારે ઇંદ્રિયોનો મેં સંયમ કર્યો છે, શત્રુ તથા મિત્ર ઉપર પણ મને સમાન ભાવ છે, આદિદેવનું મેં શરણ લીધું છે અને અનન્યભાવથી તેમની હું ભક્તિ કરૂં છું.[૩,૪] આવા વિશેષ ગુણોને લીધે મારૂં અંતઃકરણ શુદ્ધ થયેલું છે, છતાં હું અનંત એવા તે ઇશ્વરનાં દર્શન કેમ ન કરૂં ?"

નારદનાં એ વચન સાંભળીને સનાતન ધર્મનું રક્ષણ કરનારા નારાયણે "બહુ સારૂં, તારી ઇચ્છા હોય તો જા." એમ તેને કહીને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે તેનું પૂજન કર્યું અને શ્વેતદ્વીપમાં જવાની આજ્ઞા આપી. બ્રહ્મદેવના પુત્ર નારદ પણ તે પુરાણ ઋષિનું પૂજન કરીને એકાએક આકાશમાર્ગે ઉડયા અને યોગબળના પ્રભાવથી મેરુ પર્વત ઉપર જઈ પહોંચ્યા. ત્યાં ગયા પછી તે નારદ મુનિ મેરુ પર્વતના કોઈ એકાંત શિખર ઉપર એક મુહૂર્ત જેટલા સમયસુધી બેઠા.[૫–૭] તે પછી તેમણે ઉત્તર તથા પશ્ચિમના મધ્યભાગમાં (વાયવ્ય કોણમાં) જેવી દૃષ્ટિ કરી, કે તુરતજ અતિ અદ્ભુત દેખાવનો પૂર્વોક્ત શ્વેતદ્વીપ તેમના જોવામાં આવ્યો. એ શ્વેતદ્વીપ ક્ષીરસમુદ્રની ઉત્તર દિશામાં આવેલો છે, તેનું નામ જગતમાં પ્રસિદ્ધ છે, તેનો વિસ્તાર ઘણો મોટો છે અને વિદ્વાનો કહે છે કે, મેરુ પર્વતથી બત્રીસ હજાર યોજન જેટલો તે દૂર છે. ત્યાં વસનારા મનુષ્યો સ્થૂલદેહ ઉપરની આસક્તિથી રહિત છે, શબ્દાદિ વિષયભોગથી દૂર રહેનારા છે, અનેક પ્રકારની ચેષ્ટાઓથી રહિત છે અને પરમાત્માનુંજ નિત્ય ધ્યાન કરનારા છે.[૮,૯] વળી તેઓ શરીરે શ્વેત છે–અર્થાત્ શુદ્ધ સત્વગુણી છે, બધાય પુરુષો છે, સર્વ પાપોથી રહિત છે, પાપી મનુષ્યોનાં નેત્રોને આંજી નાખે તેવા તેજસ્વી છે, તેઓનાં હાડકાં અને શરીરો વજ્રના જેવાં મજબૂત છે, માન તથા અપમાનને તેઓ સમાન માને છે, તેઓનાં ગાત્રો અને રૂપ દિવ્ય છે અને તેઓ સર્વે યોગપ્રભાવના બળથી યુક્ત છે.[૧૦] વળી તેઓની ડોક માંસરહિત હોવાથી તેઓનાં મસ્તકની આકૃતિ છત્રના જેવી જણાય છે, તેઓનાં શબ્દ મેઘમંડળના જેવાં ગંભીર છે, તેઓના વૃષણ, ખભા તથા કેડનો મધ્ય ભાગ અત્યંત પુષ્ટ નથી, તેઓના પગ કમળની પાંખડી જેવા લાલ છે, તેઓને સાઠ દાંત છે અને આઠ ઉજ્જવળ દાઢો છે. વળી ત્યાંના મનુષ્યો પોતાની જીહ્વાઓવડે જગતનો ગ્રાસ કરનારા અને સૂર્યવડે સ્ફુટ થનારા મહાન કાળને (દૂધપાકની પેઠે) ચાટી જાય છે–અર્થાત્ તેઓ કાળનું પણ ભક્ષણ કરી જાય છે;[૧૧] કારણ કે તે સર્વ લોકો જગતને ઉત્પન્ન કરનારા અને વેદો, ધર્મો, શાંત મુનિઓ તથા દેવોના પણ સ્રષ્ટા દેવ પરમાત્માને, માતા સૂતિકાગૃહમાં રહેલા પોતાના પુત્રને જેમ પ્રત્યક્ષ જુએ છે તેમ, પોતાના હૃદયમાં પ્રત્યક્ષ જુએ છે."[૧૨]

યુધિષ્ઠિરે પૂછ્યું:–"હે પિતામહ ! શ્વેતદ્વીપના મનુષ્યો સ્થૂલદેહના સંગથી, શબ્દાદિ વિષયભોગથી અને સર્વ ચેષ્ટાઓથી રહિત કેમ છે? વળી તેઓ પરમાત્માનું નિત્ય ધ્યાન કરનારા અને બધાય પુરુષજાતિના કેમ છે? તેમજ તેઓ કેવા પ્રકારની ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે ?[૧૩] હે ભરતશ્રેષ્ઠ પિતામહ ! આ જગતમાં જેઓ મુક્તદશાને પામેલા હોય છે અને તેઓનામાં જે લક્ષણ જોવામાં આવે છે, તેજ લક્ષણ શ્વેતદ્વીપમાં વસનારા મનુષ્યોમાં શામાટે હોય છે ?[૧૪] એ વિષે મને સંશય થયો છે અને પરમ આશ્ચર્ય થયું છે, માટે મારા સંશયને તમે દૂર કરો; કેમકે તમે સર્વ પ્રકારની કથાઓ જાણો છો અને તમારો અમને આશ્રય છે."[૧૫]

ભીષ્મે કહ્યું:–" હે રાજન્ ! આ કથા, જે

નિર્વિકાર છે.[31]* તારે જાણવું કે, તે નિષ્કળ ચૈતન્યજ અમારા બન્નેનું મૂળ કારણ છે અને સત્ તથા અસત્ સર્વ વસ્તુનો જેમાં અંતર્ભાવ થાય છે, તે પરમ ચૈતન્યસ્વરૂપ આનંદાત્માનુંજ અમે પૂજન કરીએ છીએ, એટલુંજ નહિ પણ દેવ તથા પિતૃના–સર્વ કર્મમાં તે પરમાત્માનીજ અમે ભાવના કરીએ છીએ;[32] કારણ કે હે બ્રાહ્મણ! તેનાથી બીજો કોઇ પિતા નથી અને તેનાથી બીજો કોઇ દેવ નથી. વળી તે એકનેજ આપણા સર્વનો આત્મા જાણવો અને તે સર્વાત્માનુંજ અમે પૂજન કરીએ છીએ.[33] હે બ્રહ્મન્! તે પરમાત્માએજ લોકોનું રક્ષણ કરનારી સર્વ મર્યાદાઓ બાંધી છે અને દેવનું તથા પિતૃનું કર્મ સર્વ મનુષ્યે કરવું, એવી તેની પોતાનીજ આજ્ઞા છે.[34] બ્રહ્મા, રુદ્ર, મનુ, દક્ષ, ભૃગુ, ધર્મ, યમ, મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, વસિષ્ઠ, પરમેષ્ઠી, સૂર્ય, ચંદ્ર, કર્દમ, ક્રોધ અને વિક્રીત–આ એકવીસ પ્રજાપતિઓ તે પરમાત્માથી ઉત્પન્ન થયા છે અને તેઓ તેમનીજ સનાતન મર્યાદાને માન આપે છે.[35–37] બ્રાહ્મણોમાં ઉત્તમ ગણાતા તે સર્વ પ્રજાપતિઓ દેવનિમિત્ત તથા પિતૃનિમિત્ત કર્મને તે પરમ દેવ પાસેથીજ યથાર્થરીતે જાણીને નિત્ય તેનું અનુષ્ઠાન કરે છે અને તે આદિદેવદ્વારા પોતાની ઇષ્ટકામનાઓને પામે છે.[38] જે પ્રાણીઓ સ્વર્ગમાં રહેલાં છે, તેઓ પણ પરમાત્માનેજ નમસ્કાર કરે છે અને તેમની કૃપાથીજ તેમણે આપેલાં ફળવાળી ગતિને પામે છે.[39] શાસ્ત્રોમાં એવો નિશ્ચય કરવામાં આવ્યો છે કે, જેઓ સત્તર× ગુણોથી રહિત થયેલા હોય છે, ઉજ્જ્વલ તથા મલિન–સર્વ કર્મોનો જેઓએ ત્યાગ કર્યો હોય છે અને પંદર કળાઓનો જેઓએ ત્યાગ કરેલો હોય છે તે પુરુષો 'મુક્ત' કહેવાય છે.[40] હે બ્રહ્મન્! જે સર્વ ગુણોથી મુક્ત છે અને નિર્ગુણ પણ છે, તે ક્ષેત્રજ્ઞજ મુક્ત પુરુષોની ગતિરૂપ છે.[41] આ ક્ષેત્રજ્ઞનાં, જ્ઞાનયોગદ્વારા દર્શન થઇ શકે છે અને અમે બન્ને જણા તે ક્ષેત્રજ્ઞમાંથીજ નીકળ્યા છીએ, એમ જાણીને તે સનાતન આત્માનું પૂજન કરીએ છીએ.[42] સર્વ વેદો, આશ્રમો અને ભિન્ન ભિન્ન મતોનો આશ્રય કરનારા સર્વ મનુષ્યો તે પરમાત્માનુંજ ભક્તિપૂર્વક પૂજન કરે છે અને પરમાત્મા સત્વર તેઓને શુભ ગતિ આપે છે;[43] પરંતુ જે પુરુષો તે પરમદેવનીજ જગતમાં સર્વત્ર ભાવના કરે છે અને કેવળ તેમનીજ અનન્યભાવથી ભક્તિ કરે છે, તે પુરુષોને બીજાઓના કરતાં અધિક ફળ એજ મળે છે કે, તેઓ પરમાત્મામાંજ પ્રવેશ કરે છે–તે સ્વરૂપજ બની રહે છે.[44] હે બ્રહ્મર્ષિ નારદ! અમારા ઉપર તને ભક્તિ છે અને પ્રેમ છે, જેથી આ ગુહ્યજ્ઞાન મેં તને કહ્યું છે અને અમારા ઉપરની ભક્તિથી તું તે શ્રવણ કરી શક્યો છે."

ઇતિ શ્રીમહા૦ શાંતિ૦ મોક્ષ૦ પર્વમાં
અધ્યાય ૩૩૪ મો સમાપ્ત.

## અધ્યાય ૩૩૫ મો

### શ્વેતદ્વીપવર્ણન અને પંચરાત્રમાહાત્મ્ય

॥ भीष्म उवाच ॥

स एवमुक्तो द्विपदां वरिष्ठो ।
नारायणेनोत्तम पूरुषेण ॥
जगाद वाक्यं द्विपदां वरिष्ठम् ।
नारायणं लोकहिताधिवासम् ॥१॥

ભીષ્મે કહ્યું:–હે યુધિષ્ઠિર રાજા! મનુષ્યોમાં શ્રેષ્ઠ નારદને, પુરુષોમાં ઉત્તમ નારાયણે એ પ્રમાણે કહ્યું, એટલે લોકોનું હિત કરવામાટે પૃથ્વીપર નિવાસ કરનારા નારાયણને નારદે આવું વાક્ય કહ્યું.[1]

* તાત્પર્ય કે, અહીં કહેવામાં આવ્યું છે કે, '**तस्माद्व्यक्तमुत्पन्नं**' પુરુષથી પ્રકૃતિ ઉત્પન્ન થઇ." પણ પ્રકૃતિની તે ઉત્પત્તિ કેવળ કલ્પિતજ સમજવી; કેમકે પુરુષથી ભિન્ન એવો પ્રકૃતિ નામનો કોઇ પદાર્થજ નથી, જેથી પુરુષથી પ્રકૃતિ ઉત્પન્ન થતુંજ નથી અને તેને લીધેજ પુરુષનું નિર્વિકારપણું અચળ રહે છે.

× પાંચ પ્રાણ, મન, બુદ્ધિ અને દશ ઇંદ્રિયો.

નારદે કહ્યું:–"તમે સ્વયંભૂ છો, છતાં જેને માટે તમે ધર્મને ત્યાં ચાર સ્વરૂપે અવતાર લીધો છે, તે લોકોનું હિત કરવારૂપ કાર્ય તમે સિદ્ધ કરો. હું તમારી આદ્યમૂર્તિનાં દર્શન કરવામાટે હમણાં શ્વેતદ્વીપમાં જાઉં છું.[૨] હે લોકના નાથ! હું નિત્ય ગુરુઓની પૂજા કરૂં છું, મેં બીજાની ગુહ્યવાત કદી પ્રકટ કરી નથી, વેદોનું અધ્યયન સારી રીતે કર્યું છે, તપશ્ચરણ કર્યું છે, અસત્ય ભાષણ કદી કર્યું નથી, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્તીને હાથ, પગ, ઉદર અને ઉપસ્થ–એ ચારે ઇંદ્રિયોનો મેં સંયમ કર્યો છે, શત્રુ તથા મિત્ર ઉપર પણ મને સમાન ભાવ છે, આદિદેવનું મેં શરણ લીધું છે અને અનન્યભાવથી તેમની હું ભક્તિ કરૂં છું.[૩,૪] આવા વિશેષ ગુણોને લીધે મારૂં અંતઃકરણ શુદ્ધ થયેલું છે, છતાં હું અનંત એવા તે ઇશ્વિરનાં દર્શન કેમ ન કરૂં ?"

નારદનાં એ વચન સાંભળીને સનાતન ધર્મનું રક્ષણ કરનારા નારાયણે "બહુ સારૂં, તારી ઇચ્છા હોય તો જા." એમ તેને કહીને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે તેનું પૂજન કર્યું અને શ્વેતદ્વીપમાં જવાની આજ્ઞા આપી. બ્રહ્મદેવના પુત્ર નારદ પણ તે પુરાણ ઋષિનું પૂજન કરીને એકાએક આકાશમાર્ગે ઉડયા અને યોગબળના પ્રભાવથી મેરુ પર્વત ઉપર જઈ પહોંચ્યા. ત્યાં ગયા પછી તે નારદ મુનિ મેરુ પર્વતના કોઈ એકાંત શિખર ઉપર એક મુહૂર્ત જેટલા સમયસુધી બેઠા.[૫–૭] તે પછી તેમણે ઉત્તર તથા પશ્ચિમના મધ્યભાગમાં (વાયવ્ય કોણમાં) જેવી દૃષ્ટિ કરી, કે તુરતજ અતિ અદ્ભુત દેખાવનો પૂર્વોક્ત શ્વેતદ્વીપ તેમના જોવામાં આવ્યો. એ શ્વેતદ્વીપ ક્ષીરસમુદ્રની ઉત્તર દિશામાં આવેલો છે, તેનું નામ જગતમાં પ્રસિદ્ધ છે, તેનો વિસ્તાર ઘણો મોટો છે અને વિદ્વાનો કહે છે કે, મેરુ પર્વતથી બત્રીસ હજાર યોજન જેટલો તે દૂર છે. ત્યાં વસનારા મનુષ્યો સ્થૂલદેહ ઉપરની આસક્તિથી રહિત છે, શબ્દાદિ વિષયભોગથી દૂર રહેનારા છે, અનેક પ્રકારની ચેષ્ટાઓથી રહિત છે અને પરમાત્માનુંજ નિત્ય ધ્યાન કરનારા છે.[૮,૯] વળી તેઓ શરીરે શ્વેત છે–અર્થાત્ શુદ્ધ સત્વગુણી છે, બધાય પુરુષો છે, સર્વ પાપોથી રહિત છે, પાપી મનુષ્યોનાં નેત્રોને આંજી નાખે તેવા તેજસ્વી છે, તેઓનાં હાડકાં અને શરીરો વજ્રના જેવાં મજબૂત છે, માન તથા અપમાનને તેઓ સમાન માને છે, તેઓનાં ગાત્રો અને રૂપ દિવ્ય છે અને તેઓ સર્વે યોગપ્રભાવના બળથી યુક્ત છે.[૧૦] વળી તેઓની ડોક માંસરહિત હોવાથી તેઓનાં મસ્તકની આકૃતિ છત્રના જેવી જણાય છે, તેઓનાં શબ્દ મેઘમંડળના જેવાં ગંભીર છે, તેઓના વૃષણ, ખભા તથા કેડનો મધ્ય ભાગ અત્યંત પુષ્ટ નથી, તેઓના પગ કમળની પાંખડી જેવા લાલ છે, તેઓને સાઠ દાંત છે અને આઠ ઉજ્જવળ દાઢો છે. વળી ત્યાંના મનુષ્યો પોતાની જીહ્વાઓવડે જગતનો ગ્રાસ કરનારા અને સૂર્યવડે સ્ફુટ થનારા મહાન કાળને (દૂધપાકની પેઠે) ચાટી જાય છે–અર્થાત્ તેઓ કાળનું પણ ભક્ષણ કરી જાય છે;[૧૧] કારણ કે તે સર્વ લોકો જગતને ઉત્પન્ન કરનારા અને વેદો, ધર્મો, શાંત મુનિઓ તથા દેવોના પણ સ્રષ્ટા દેવ પરમાત્માને, માતા સૂતિકાગૃહમાં રહેલા પોતાના પુત્રને જેમ પ્રત્યક્ષ જુએ છે તેમ, પોતાના હૃદયમાં પ્રત્યક્ષ જુએ છે."[૧૨]

યુધિષ્ઠિરે પૂછ્યું:–"હે પિતામહ ! શ્વેતદ્વીપના મનુષ્યો સ્થૂલદેહના સંગથી, શબ્દાદિ વિષયભોગથી અને સર્વ ચેષ્ટાઓથી રહિત કેમ છે? વળી તેઓ પરમાત્માનું નિત્ય ધ્યાન કરનારા અને બધાય પુરુષજાતિના કેમ છે? તેમજ તેઓ કેવા પ્રકારની ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે ?[૧૩] હે ભરતશ્રેષ્ઠ પિતામહ ! આ જગતમાં જેઓ મુક્તદશાને પામેલા હોય છે અને તેઓનામાં જે લક્ષણ જોવામાં આવે છે, તેજ લક્ષણ શ્વેતદ્વીપમાં વસનારા મનુષ્યોમાં શામાટે હોય છે ?[૧૪] એ વિષે મને સંશય થયો છે અને પરમ આશ્ચર્ય થયું છે, માટે મારા સંશયને તમે દૂર કરો; કેમકે તમે સર્વ પ્રકારની કથાઓ જાણો છો અને તમારો અમને આશ્રય છે."[૧૫]

ભીષ્મે કહ્યું:–" હે રાજન્ ! આ કથા, જે